# ध्रुव ईश्वर भक्ति नाटक.


રચનાર

કહાનજી શંકરજી, હાથી.

કચ્છના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટરના શીરસ્તેદારે


છપાવીં પ્રસિદ્ધ કર્યું.


અમદાવાદ મધ્યે

મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રિન્ટીંગ અને

જનરલ એજન્સી કંપની "લિમિટેડ" ના

પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૩૯. સને ૧૮૮૨.

મૂલ રૂ. ૧

૨૭૫૪

# ધ્રુવ ઈશ્વર ભક્તિ નાટક.

રચનાર

## કહાનજી શંકરજી, હાથી.

કચ્છના એજ્યુકેશનલ ઈન્સ્પેકટરના શીરસ્તેદારે
છપાવી પ્રસિદ્ધ કર્યું.

અમદાવાદ મધ્યે

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડના" ના
પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૩૯. સને ૧૮૮૨.

મૂલ રૂ. ૧

# પ્રસ્તાવના.

—⊰⁎⊱—

આ નાટકનું વૃતાંત પ્રથમ શ્રીમદ્ ભાગવતમાં આવેલું છે, તે પરથી કવિ કાળીદાસે "ધ્રુવાખ્યાન" એવે નામે પદ્યમાં સદર કથા વર્ણવી છે.

આમાં કરૂણા અને વૈરાગ્ય એ બે રસો મુખ્ય છે. હિંદુઓની કેટલીક જ્ઞાતિમાં એકપર બીજી સ્ત્રી પરણવાનો ચાલ ઘણો પ્રબળ થઈ ગયોછે. જે એમ પરણે છે તેને આખરે પસ્તાવું પડેછે. તથાપિ એ ચાલ બંધ પડતો નથી, બલકે જરા કમી પણ થતો નથી. જેઓમાં એ ચાલ છે તેમણે આ વિષયપરથી અમુલ્ય દાખલો લઈ તે ચાલ નાબુદ કરવાનો પ્રયત્ન કરવો યોગ્ય છે.

આ વિષય કોઈ વિદ્વાનની કલમથી લખાયો હોત તો વધારે રસીક થાત. તથાપિ મારી યથાશક્તિ પ્રમાણે તૈયાર કરી સર્વેની સેવામાં મુકવાનું બની આવતાં તેમ કરવા હિંમત ધરી છે, તો આશા છે કે તેના કોઈ પણ પ્રકારના દોષપર નજર ન કરતાં સદ્ગુણી ગૃહસ્થો માત્ર સાર ગૃહણ કરશે.

આ કામમાં મારા ઉપરી મે. રા. રા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર તરફથી જે અમૂલ્ય સૂચનાઓ મળીછે તેને માટે તેઓ સાહેબનો હું અત્યંત આભાર માનુંછું.

કચ્છ ભુજ. } કહાનજી શંકરજી, હાથી.

# પાત્ર વર્ગ.

સૂત્રધાર ......નાટક કરનાર.
સુરતી ........ઉતાનપાદ રાજાની સ્ત્રી અથવા ધ્રુવની મા.
ધ્રુવ...........સુરતીનો છોકરો.
રાજા ........ઉતાનપાદ.
સુમતી........ઉતાનપાદ રાજાની બીજી સ્ત્રી.
વિદૂષક........મશ્કરો. ( રંગલો )
પ્રધાન........ઉતાનપાદ રાજાનો કારભારી.
નારદ .........બ્રહ્મકુમાર.
ઉત્તમ .. ......સુમતીનો છોકરો.
સોમનાથ......એક ઋષિ.
સરસ્વતી ......ઋષિપત્નિ.
શિષ્યો ........સોમનાથને ત્યાં ભણવા રહેલા.
ઇંદ્ર ...........દેવતા અને સ્વર્ગનો રાજા.
દેવતા ........સ્વર્ગવાસીઓ.
કામદેવ.........ઇંદ્રનો દૂત.
મોહીની }
કામીની } ...ઇંદ્રની અપ્સરાઓ.
વિષ્ણુ ........ભગવાન ( પાંચમો અવતાર. )
લક્ષ્મીજી.......તેની સ્ત્રી.
ગરૂડ..........વિષ્ણુનું વાહન.
લોકો...........વધામણી દેનાર પુરવાસીઓ.
બ્રાહ્મણો ......મુહૂર્ત જોનાર જોશીઓ.

# ધ્રુવ ઈશ્વર ભક્તિ નાટક.



## મંગલા ચરણ.

સૂત્રધાર—

**નાથ કેસે ગજકો બંધ છોડાયો. એ રાગ.**

ઘટો ઘટ વ્યાપી રહ્યો ગિરધારી.
કૃતી જોઈ જાઉં બલીહારી. ઘટો ઘટ. ટેક.
જળચર, ભૂચર, ખેચર, જગનો ઠાઠ બનાવ્યો ભારી;
પહાડ, પવન, તરૂ, ટાઢને તડકો પાર ન લે સંસારી. ઘટો. ૧
પંડિત પૂરા કૈંક પીછાણ્યા વાત કહે વીસતારી;
ભેદ ભરમ નહીં ભાંગે ભલેરો ગહન ગતી અતી તારી. ઘટો. ૨
વાણી વિમળ વદી હું નહીં જાણું, સકળ વિઘન લે વિદારી;
કૈંક કવિનાં કથન સુણી કહું, અલ્પ મતી જેવી મારી. ઘટો. ૩
પિતૃ પ્રભુની ભકિત કરે જે, સંસારમાં સુખકારી;
એવી મતી પ્રભુ માનવને મન, આપો અહોનિશ સારી. ઘટો. ૪

ગ્રહસ્થો, હાલમાં હિંદુઓમાં એક પર બીજી સ્ત્રી પરણવાનો ચાલ અનેક કારણોથી પ્રસરી ગયોછે. પુત્ર પ્રાપ્તી ન થવાથી, ઉચ્ચ કુળ હોવાથી, વિત્તવાન હોવાથી, ઇત્યાદિ. આવી રીતે બે કે વધારે સ્ત્રીઓ પરણવાથી પરણનાર દંપતીને કેટલું સંકટ વેઠવું પડે છે ? તેમનો જન્મારો ધૂળ મળેછે, તેમને સ્વપ્નામાં પણ સુખ મળતું નથી, એવું ખુલ્લી રીતે સૌના જાણવામાંછે; તથાપિ કેટલીક હિંદુ ન્નાતિઓમાં એ ચાલ ધમધોકારે ચાલ્યા કરેછે. માટે પ્રાચીન સમયમાં મોટા રાજા સરખાને પણ બે સ્ત્રીઓ પરણવાથી કેટલું દુઃખ વેઠવું પડયું હતું, તેનો પ્રત્યક્ષ દાખલો નાટક રૂપે ભજવી બતાવવા મારો વિચાર છે.

**વિદૂષક**—(વિચિત્ર ચાળાં કરતો) શું ભાઇ શું મને તો કહે.
**સૂત્રધાર**—અરે તું કોણ? આવો વિચિત્ર વેશ ધારણ કરી આ સ-

દ્ગ્રહસ્થોના શુભ મંડળમાં તું ક્યાંથી?

વિ૦— તારાથી સારા છીએ ભાઇ, પણ કહે તો ખરો તું શું બોલતો હતો. મેં સાભળ્યું તો ખરૂં, બે બાઇડીની વાત હતી.

સૂ૦— હા.

વિ૦— બે બઇરી ન પરણવી કે?

સૂ૦— ના.

વિ૦— એ વાત મને પણ પસંદ છે, પણ ભાઇ? પરણવા દને ચાર; આપણું શું જાયછે. આપણે તો લાડુ મળશે. પણ તું સુખી ત્યાં બ્રાહ્મણ દુખી. માટે ચાલો (જવા માંડેછે.)

સૂ૦— અરે શઠ, જાયછે ક્યાં? વાત કહું.

વિ૦— વાત બાત નહીં. લાડુ જમાડે તો વાત સાંભળું.

સૂ૦— ઠીક છે, મારા કામમાં મદદ કરજે તો જમાડીશ.

વિ૦— શી મદદ જોઇશે? જો ગપાં ઠોકવાં હશે તો તૈયાર છું. તું તાલ કરીશ, તેમાં સૌને હસાવી રંજન કરવા એ કામ આપણું.

સૂ૦— ઠીક છે, ત્યારે રહે.

વિ૦— આ બેઠા. પણ પાણી પી આવું. નહીં તો હસાવીને તથા હસીને ગળું સુકાઇ જશે. (જાયછે પડદો પડેછે.)



# अंक १ लो.



## પ્રવેશ ૧ લો.

### સ્થળ સુરતીનો મેહેલ.

**સુરતી**—(સ્વગત) અહા!! ઇશ્વરની શી ગતિ છે! હું બાળક કુમારીકાની અવસ્થામાં હતી ત્યારે મારા પિતાને ઘેર મને કેટલું સુખ હતું!! કેટલી બધી દાસીઓ મારી તેહેનાતમાં

હાજર રહેતી!! નોકરોનો તો પારજ નહોતો. ખાવા પીવાનું અને ઓઢવા પેહેરવાનું કેટલું સુખ!! મારી માતાની શું મારા પરની અથાગ પ્રીતી!! હું પાણી માગું તો તરત દૂધ હાજર કરે. મારૂં વેણ તો સાક્ષાત પરમેશ્વરનીજ વાણી હોયની તેમ ઉત્થાપન તો કોઈ દહાડો ન કરતી. યૌવન પ્રાપ્ત થએ હું પરણીને અહીં આવી ત્યારે સંસારનાં સઘળાં સુખો ભોગવવાની અગણીત આશાઓ બાંધતી હતી કે હું રાજાની માનેતી થઇશ, સઘળો મુલક મારી આજ્ઞામાં ને મારા કબજામાં રેહેશે, પુષ્કળ દાસીઓ અને સેંકડો સિપાઇઓ મારી નોકરીમાં રાત્ર દીવસ ખડાં રેહેશે. પણ અરે રે!!! હે! પ્રભુ, દીનબંધુ, જગત પાળક. એ બધા વિચારો તો હવામાં ઉડી ગયા જેવું થયું, અને મારી સઘળી કલ્પના વ્યર્થ ગઈ. પરણીને આવી તેવામાં માહારાજનો મારા પર સારો પ્રેમ હતો. મને ઘણી વખ્ત કહેતા કે પ્યારી, તારા સમાન વહાલી અવર કાંઈ વસ્તુ આ સંસારમાં મને નથી. ઇશ્વર કૃપાએ મોતીના કણ જેવો, અરે પૂનેમના ચંદ્ર જેવો, દેવતાઓને દુર્લભ એવો પુત્ર પણ પ્રાપ્ત થયો. અરે! પણ તેથીએ શું થયુ! પોતાના દિવસ વાંકા તો દુખનો દોષ કોને દેવો? માહારાજ બીજીવાર પરણ્યા ત્યારે મેં એમ વિચાર્યું કે એ તો રાજા છે, બીજી તો બીજી, ચોથી પરણે તોપણ પરવડે. બીજી પરણશે તેથી કાંઇ મારા પરનો પ્રેમ જે આવો દ્દઢ છે તે કમી થવાનો નથી. પરંતુ એથી તો કેવળ ઉલટું થયું. પરણીને પેહેલી રાત્રે સુમતીને મેહેલ પધાર્યા કે તેજ રાત્રે ભુંડીએ એવા ભોળવી લીધા કે મારૂં મોઢું જે દિવસમાં ચાર વાર ન જુએ તો અન્ન પણ ન પચે તે તો કેવળ છોડીજ દીધું. અરે પણ તેટલે પત્યું હોય તો પણ મૂળ નાંખી. આતો સુમતી રોજ ને રોજ કાન ભરે એટલે માહારાજ સ્વભાવે ભોળા ને વિશ્વાસુ છે તે તેના ભમાવ્યાથી ભોળવાઈ જઈ મારૂં તો રસા-

તળ કાઢવા માંડ્યુ છે. મારા ભરણ પોષણ અર્થે મને જે ગામ ગરાસ રાજવળાની રીતે આપવામાં આવ્યાં હતાં, જેમાં મારી હયાતી સુધી બીજાં કોઈનું કશું લાગે વળગે નહીં, તેમાંનાં ઘણાખરાં છીનવી લીધાં. હવે તો એ વખત લુખ્ખૂં લાસું અન્ન અને પેહેરવાને જરૂર જોઇએ તેવાં કપડાં રાજાની રાણી જાણીને મળવા આવે તો પહેરવાને રહ્યાં છે, તે પણ જાજ. અરે, મને તો જેમ હોય તેમ ચાલે માહારાજનું હેત નહીં તો ખાવા પીવાનાં ને પહેરવા ઓઢવાનાં સુખ શાં ? પરંતુ મારો એકનો એક મેં જોયો લાડકવાયો પુત્ર તેના પણ એના એ હાલ છે. ગરીબ કંગાળ હોય તેનાં જેટલાં પણ હું મારા વહાલા દીકરાનાં લાડ લડાવી શકતી નથી. હે પરમેશ્વર! આવાં કષ્ટ સહેવાં ક્યાં સરજ્યાં હતાં! ખરેખાત પેહેલે ભવ એવાં પાપ કર્યાં હશે, જે આ ભવમાં ભોગવવાં પડેછે; પણ હવે ચિંતા કીધે કમી થાય તેમ નથી. માટે ચાલ જીવ એ વિચાર જવાદે. (ઊંચું જોઇને) પણે ધ્રુવ આવેછે, તે જો મને વિચારમાં પડેલી દેખશે તો ખેદ પામશે કેમકે તે બાળક છે તોપણ સમજે છે બધું, ને બુદ્ધિ તો મોટાં માણસ કરતાં પણ સારી છે. (એટલામાં ધ્રુવ આવેછે.)

**ધ્રુવ**— માતા તારો ચેહેરો કેમ વીલો પડી ગયો છે. તું જાણે રડેલી હોય એવું તારૂં મોડું થઈ રહ્યુંછે. મા, તેનું શું કારણ છે તે કહે. તું માંદી છે?

**સુરતી**—પુત્ર? હું માંદી નથી, તેમ મારો ચેહેરો વીલો પડી ગયો નથી, તેમ મારૂં મોડું રડેલી હોઉં એવું પણ લાગતું નથી. એ તો તું બાહાર ગયો હતો, ત્યાં વાર લાગી તેથી એકલી થઈ રહી હતી અને તેને લીધેજ એમ તને લાગતું હશે. પુત્ર, બીજું કશું કારણ નથી.

**ધ્રુવ**— ત્યારે ઠીક, પણ માતા આજ તો તને એક વાત કહેવી છે. માનીશ?

**સુરતી**—હા, કહેને પુત્ર. તારી વાત શાને માટે નહીં માનું?

**ધ્રુવ**— ભલાં જનેતા, મેં મારા તીર્થરૂપ પિતાને કેટલોક વખત થયે જોયાજ નથી. રોજ રોજ કચેરીઓ ભરાય છે, નાચ રંગ થાય છે, તાલ તમાશા થાય છે, રમત ગમત થાય છે, સ્વારીઓ નીકળે છે, મારા ભાઈ ઉત્તમને મજેનાં લૂગડાં, ઘરેણાં. ઘાલી નોકરો રોજ રોજ અશ્વરથમાં બેસાડી સેહેલ કરવા લેઈ જાય છે, સૌ તેને ખમા ખમા કરે છે, અને મને તો કોઈ બોલાવતું પણ નથી. આજે હું દરબારના ઓટલાપર બેઠો હતો, ત્યારે મારૂં પગરખું હેઠળ પડી ગયું, તે વખતે મારા પિતાની હજુરનો એક સિપાઈ ત્યાંથી થઇને જતો હતો, તેને મેં તે ઉપાડી આપવા કહ્યું, તો મારા સામું જોઇ ચાલ્યો ગયો ને મારા કહેવાને ગણકાર્યું નહીં.

**સુરતી**—દીકરા, આપણને ઇશ્વરે જે આપ્યું છે તે ઉપર સંતોષ માનીને રહેવું એ ઘણું સારૂં છે. બીજાની સરસાઇ જોઇને જરા પણ દીલગીર ન થવું.

**ધ્રુવ**— તેતો ખરૂં, પરંતુ હું શું રાજાનો પુત્ર નહી? કે એ સિપાઇએ પણ મારૂં કહ્યું ન માન્યુ? મારા પિતાએ પણ ઓલી સુમતીનું સાંભળીને આપણાં ગામ ગરાસ પણ પડાવી લીધાં. એવાં તે આપણે રસ્તેથી આવેલાં છીએ કે શું? ના, ના, જેવાં સુમતિ ને ઉત્તમ છે તેવાંજ તું ને હું છીએ. હવે તો એ જુલમ મારાથી નથી સેહેવાતો. આજે તો મારાપિતા, સુમતિ, ઉત્તમ ને પ્રધાન વીગરે બેઠાં છે. ત્યાં જાઉં જોઇએ કાંઈ કહેછે. હમણાં તો કચેરી ભરી બેઠાં છે એટલે મને દુરથી દેખી હેતથી બોલાવશે, ખોળે બેસાડશે, ને ઘણાં લાડ લડાવશે. માતા હું ઘણે દહાડે જઇશ, તેથી તેમ નહીં કરે.

**સુરતી**—દીકરા, પણ તું ત્યાં કેમ જઈશ. લૂગડાં સરખાં પણ પેહેરવાને નથી. આવાં જુનાં ને ફાટેલાં પેહેરીને જવાય? માટે

એ વાત જવા દે.

**ધ્રુવ—** એ તો જેવાં મારા પિતાએ આપ્યાં છે તેવાં છે. હું નઠારા કપડાં પેહેરીને જઇશ તેથી એમની આબરૂ જશે મારે શું, હું તો બાળક છું.

**સુરતી—** તેતો ખરૂં, તોપણ એવ વેષે શામાટે જઇએ?

**ધ્રુવ—** તેમતો નહીં. મા, આજે જઇશ તો ખરો. તું રાજી થઇ રજા આપ, પાછો હમણાં આવીશ. તું એ વખતની પેઠે એકલી મુંઝાઇશ નહીં હો.

**સુરતી—** ત્યારે જા, પુત્ર. પણ કોઈ કાંઈ કહે તો તેના કહેવાથી જરા પણ ચીડવાઇશ નહીં.

**ધ્રુવ—** ના માતા, ચીડાઊં શાને, અને મને ચીડવે પણ કોણ! માટે જાઉં છું. પણ મા, (તેની હડપચી ઝાલીને) ઓ મા, તું એકલી ગભરાઇશ તો નહીં? મારા સમ છે તને, હું દોડતો પાછો આવીશ. (જાયછે.)

**સુરતી—** (સ્વગત) ધ્રુવ તો બિચારો ઘણી હોંસે પોતાના તાતને મળવા ગયોછે, પણ સુમતી કોણ જાણે શુંએ કરશે તો. તે ધ્રુવને જોઈ નહીં શકે. ( ઉભી થઇને જુવેછે ) ઓ, એ તો મેડીએ ચડ્યો. પરમેશ્વર એને સહાય થજો. એ બાળકને નસીબે કદાપિ કોઈ દહાડો ભાગ્ય ખુલે. ભગવત ઇચ્છા હશે તેમ થશે. (બેસી જાયછે.)

---

# પ્રવેશ ૨ જો.

## સ્થળ રંગ મેહેલ.

### રાજા, સુમતી, વિદૂષક.

**રાજા—** પ્રિયા, રોજ તો તું મારી સાથે હસતે વદને વાતો કરી મારૂં મન રંજન કરે અને આજ શાંત થઇને કેમ બેઠી છે?

**સુમતી—** સ્વામિનાથ! હું તો હમેશનીજ પેઠેજ આપની સેવામાં હાજર છું. તથાપિ કહેવત છે કે “સૂતારને મન બાવ-

જીઓ" જેને કમળો થયો હોય તે આખા જગતને પીળું દેખે, તેમ આપની મનોવૃતી હમણા કોઈ બીજી જગો- એ હોય એવું લાગે છે. હું ધારૂંછું કે આપનાં મોટાં અને માનેતાં સુરતી સાંભર્યાં હશે.

**રાજા**— પ્યારી, એ તું કેવી વાત કરેછે. જેને મેહેલ ગએ, અરે જેનું મોહું જુએ, આજ કેટલો કેટલો વખત થઈ ગયો. તે તે હવે ક્યાંથી સાંભરે. તેના પુત્ર ધ્રુવને પણ લાંબો વખત થયે જોયો નથી.

**સુમતી**—ત્યારે એ વહાલો પુત્ર યાદ આવ્યો હશે. આ મારો ઉત્તમ આપની પાસે આવવાને ક્યારનો ટળવળેછે તેને તો સરખો બોલાવાતો નથી.

**રાજા**— હે સુંદરી, તારા કહેવાથી મેં તેને મેહેલે જવું બંધ કર્યું એટલુંજ નહીં પણ તેને ગામ ગરાશ જે મેં આપેલાં તે મેંજ પાછાં લીધાં. તેને ખાવાનાં ને લૂગડાં પેહેરવાનાં વાંધા છે, એવી સ્થિતિ તેમની મેં તારા પ્રેરણાથી કરી, તોપણ હજુ તને સંતોષ ન વળતાં એનો એ વેહેમ રહેછે. (જરા ચીડાઈને) બૈરાંઓને દ્વેશ અને કંકાસ કરવા હોયતો બીજુ કશું સુઝે નહીં. જ્યારે ઘડી વાર રાજની ખટપટમાંથી મોકળા થઇ આવીએ ત્યારે એની એજ લપ. આંહી આવું તો તું કેહેશે સુરતી તમને વહાલી, સુરતી તમને સાંભરી હશે, એમ આડું આડું બોલી મારો જીવ બાળે. કચેરીમાં જાઉં તો પ્રધાન કેહેશે સુરતી પણ આપની રાણી છે તેને દુ:ખી કરવાથી આપણી આબરૂ ઘટે છે. તેનું કહેવું ગણકારતો નથી તોપણ તારો કંકાસ નથી જતો. કહેછે કે—"ઘરના ઉઠ્યા વનમાં ગયા તો વનમાં ઉઠી આગ" તેમ છે કયા કરમના ભોગ લાગ્યા હશે કે બે બાઇડી પરણ્યો.

**વિદૂષક**—ઓલ્યા ભવના માહારાજ ઓલ્યા ભવના, રોજના બે વૈરી પેદા થાય તે સંભાળવા સારા પણ બે બૈરી પરણી રોજના કજીઆ જોવા ને સાંભળવા તે ભુંડા.

**રાજા**— સત્ય, પણ શું થાય પરણી ચૂક્યો. હવે.

**વિદૂષક**—સ્વગત (ભોગ લાગ્યા તારા, મારે શું). આસન.મહારાજ હાથના કીધાં હૈયે વાગ્યાં તેમાં આપ વળી હામાં હા મળવી જેમ કહે તેમ કરો, રાત તો રાત ને દિવસતો દિવસ એટલે પછી મોઢે ચડે તેમાં શી નવાઈ? મને તો લાગે છે કે થોડે દહાડે રએ તમારી પણ પુજા પત્રી થવા લાગે એવી ઢીલી દોરી મૂકી છે. તે મનમાં (છો વઢતાં).

**સુમતી**—જા મુવા, તું બોલ્યા વગર રહે તો તારો ગીર ખોટો પડે, દાઝ્યો પણ છાનો ન રેહતો.

**વિદૂષક**—દાઝો તો સાતમે પાતાળથી જવાબ આપું, પણ આતો સાચું કહું છું માટે આપ ઓડાતાં હશો.

**સુમતી**—ઓડાય તો શું, પણ તું દાઝ્યા ઉપર ડામ જેવું કરે છે.

**વિદૂષક**—હાજ તો. ખરૂં કહીએ માટે. (રાજાને) પણ માહારાજ બે બાઇડી વાળાને મહા સંતાપજ તો. બંદાની પેઠે હોય તો કાંઈ પીડા. આગળ હાથ પાછળ હાથ રક્ષા કરે ગોરખ નાથ, કોઈની ચિંતા કે ફીકર ?

પેટ ભરે પાટણ ભર્યા, જ્યાં સૂતા ત્યાં ઘર;
આપ સુખી તો જગ સુખી, સંત રાએ હરીહર.

**રાજા**— વિદૂષક તને બે સ્ત્રીઓ પરણાવશું કેમ? વિવાહનું ખરચ મારે આપવું.

**વિદૂષક**—(ચમકીને) નારે બાપા,હું તો એકે ન પરણું તો બેની આશા શી. માહારાજ. એવી તો વાતજ ન કરશો, તમને રામના સમ છે. હું જો બે પરણું તો આપણા ગામના ફોફળશા વાણીઆના જેવા હવાલ થાય. એ વાણીયો તો પૈસાવાળો છે. તેને ચાલે, ને બંદા તો લખણના લ્યાલા ચરડા, કમાવાનું કાચું તો બએ રાંડનાં પેટ ક્યાથી ભરૂં?

**રાજા**— ફોફળશાના શા હાલ થયા તે તો કહે અલ્યા ?

**વિદૂષક**—રાજાજી, એ વાત તો નજરે જુવે બને. કહે ન બને, પણ મેં તો એ તમાશો જોઈ નિશ્ચય કર્યો છે કે દુનીઆમાં પ-

રણવુંજ નહીં. એથી ઉલટી પીડા ભોગવવી પડેછે.

**રાજા**—તેં ભલે ઠરાવ કર્યો, પણ હવે એ વાણીઆના શા હાલ થયા તે તો કહે?

**વિદૂષક**—અરે એ વાત તો એવી ચમત્કારી છે કે આપ સાંભળો તો એનો એને ઘેર ગઈ, પણ આ એકને પણ બોલાવોનહીં.

**સુમતી**—(તેને હાથ વતી ધક્કો દેઈને) ત્યારે બોલોશ નહીં, માહારાજ એ તો પીસ્ચો બનાવી ઠનાવી ટાઢા પોહોરના ગપ મુકશે.

**વિદૂષક**—નારે બાઈ સાહેબ, ટાઢા પોહોરના કેમ હાકું, હું જુઠું તો બોલતો નથી ને સાચાના સમ ખાધા છે.

**રાજા**—(વિદૂષકને) ચાલ પેલી વાત કર ?

**વિદૂષક**—તૈયાર છું કૃપાનાથ. પણ આ બાઈ સાહેબ મને ગામથી બહાર કાઢી મુકશે તેનો જમાન કોણ ?

**રાજા**—હું જમા ; છું ચાલ બોલ.

**વિદૂષક**—હે રાજેંદ્ર, એ બાયડીએ જન્મારો બગડે, એ વાત ખરી છે. જુવો હું જાતે બ્રાહ્મણ એટલે દરરોજ ગામમાં લોટ માગવા જવું પડે. ન જાઉં તો મારી મા મને પીટી વળાવે. એટલે રોજ ઘરે ઘરના ઉમરા ભાંગવા પડે. ગામમાં માગવા જાઉં તો કોઈને ઘેર સ્ત્રીઓ રસોઈ કરતી ઇશ્વરનું નામ લેતી હોય, કોઈ ગીતો ગાતી હોય. કોઈ ઘરનું કામ કરતી હોય એમ સૌને ઘેર રોજ આનંદ હોય અને ફોકુળશાને ઘેર તો રોજ રોજ અડાઅડી એવી લાગી હોય ના જાણે બાપો મારી, ને કતલની રાત. એની બંને બાઈડીઓ માંહો માંહે એવી લડ્યાં કરે કે જાણે જુજવા પાડાની કૂતરીઓ. એક દાહાડો સવારના પોહોરમાં બંદા તો નાઈ ધોઇ, ખડીઓ વાટકો લઈ માગવા નીકળ્યા, રસ્તામાં મળ્યા મિત્ર, તો તે પણ આપણા જેવાજ. તે સાથે વાતે વળગ્યા તે વળગ્યાજ વળગ્યા.

બપોર થયા તોપણ ઘેર જવું ન સાંભર્યું, એમ કરતાં સાંજ પડી તોપણ ન ગયા, રાત્ર પડી ત્યારે તો માસી પણ

પેટમાં વળાકા દેવા લાગી એટલે ઘેર ગયો. મારી મા તો મને જોવા ગયો હતો તેવોજ આવતો દેખીને જે ગુસ્સે થઇ કે ના, તે ચૂલામાંથી રગ રગતું લાકડું લઇને ગાળો દેતી મને મારવા આવી પણ ભાર શા? બંદાએતો મેલ્યાં વેહેતાં. મા તો મને પહોચી નહીં એટલે ગાળો દેતી દેતી પાછી ગઈ ઘરમાં, ને બારણે દીધું સવામણનું. હું નાશી તો છૂટ્યો પણ રાત અંધારી મારી માના સાડલા જેવી, તેથી હવે જાવું ક્યાં, ને સુવું ક્યાં, તેનો વિચાર થઇ પડ્યો. એક ઓટલા પર બેઠો, ને વિચાર કરતાં ફોફળશાનાં ઘર સુઝયાં. એક તો નગર શેઠ, ઘર મોટાં, વળી મારે ને, તેમને જરા નાતો, એટલે અંધારી ઘોર રાતનાં ઠેબાં ખાતો ત્યાં પહોંચ્યો. શાહનાં આંગણાંના ડુલામાં તેના સિપાઇને ચેતાવીને સુતો. હવે વાત બનવાની તેમાં ફેર ન પડે, સાંભળો રાજા તમાશો હવે થશે.

**રાજા—** શો તમાશો?

**વિદૂષક—** તે દહાડે શેઠીઆએ છાની રીતે મોટી વહુને કહેલ કે આજે રાત્રે નાની વહુ પાસે વાળુ કરી હું તારે મેહેલે સુવા આવીશ. નાની તો માહા ચતુર તે જાણી ગઇ કે આજે શેઠ મન મૂકી બોલતા નથી તેથી મારી શોક્યને મેહેલે રખે જવાના હોય, પણ હું જવા ન દઊં ત્યારે ખરી. રાત્રે શેઠ તો વાળુ કરેછે મેડીનો દાદર રસોડાં પાસેજ હતો અને ઉપલે માળે મોટી રેહેતી ત્યાંથી મોટી તો ઉભી ઉભી રાહે જુએ છે કે શેઠ વાળુ કરીને આવે કે તરતજ ઉપર ચડાવી દાદર બંધ કરી દઊં. પછી મર રાંડ કપાળ કૂટે. નાનીના મનમાં કે શેઠ દાદર પર ચડવા જાય કે પકડી રાખી જવા ન દઊં, બંનેનાં મનમાં આવી વાતો, શેઠ તો બિચારા જાણતા નથી, તે તો વાળુ કરતેકને છેલે કોગળે દાદર પર ચડ્યા. દાદરને આઠ પગથીઆં હતાં તે જોવા ચાર ચડ્યા કે મોટીએ ઉપરથી હાથ ઝાલી જાણે શેઠને એમ

લઊં. તેવીજ ન્હાની ઝડપથી આવતેને શેઠને ચડતા જોઈ પગ બે ઝાલ્યા. માહારાજ જોઇ લ્યો તમાશો. શેઠ તો મુકો મુકો કરવા લાગ્યા. આ ધમશાણ સાંભળી હું તો છાનો માનો ઓશરીના એક ખૂણામાં જઇ બેઠો ને લાગ્યો મજા જોવાને. મોટી ઉપર તાણે, ન્હાની નીચે તાણે. એમ તાણમ તાણા ને ખેંચમ ખેંચા થઇ. એક ઉપર તાણે તો બીજી હેઠળ તાણે. મને તો દાંત આવે તે હસવા વગર રહેવાય નહી તોપણ મોઢાં આડો મારા ધોતીઆનો ગોળો વાળી ડુચો દીધો. શેઠ તો બિચારા ખેંચ તાણથી ગભરાઇ ગયા, પાઘડી પડી ગઈ, ભેઠ છૂટી ગઈ, પીછોડી પડી ગઇ ને હેરાન હેરાન થઇ ગયા. ન મોટી મૂકે ન ન્હાની છોડે, આ ખેંચ તાણથી શેઠને દાદરનાં પગથીઆં વાગે, તેથી તે ગાળોના વરસાદ વરસાવે, ને બંદાને તો આવે જોવાના મજા. હુંતો મનમાં કહેતો જાઊં કે પરણ બે સ્ત્રી. આમ કરતાં રાત વીતી ગઈ, સવાર થયો કે મોટીએ ઉપરથી મુક્યા. ને ન્હાનીએ નીચેથી મુક્યા. શેઠજી તો નિરાધાર હતા. દાદરમાં રાંઢવું બાંધેલું તે પણ મોટીએ ઉપર ખેંચી લીધેલું, તેથી જેવા બંનેએ છોડ્યા કે દાદરનાં ચારે પગથીઆની સલામ ભરતા ભરતા શેઠ તો ધરાપર ધબકાણા. ધબકારો સાંભળી નોકર ચાકર દોડી આવ્યા. શેઠ પડી ગયા, શેઠને ખમાં ખમાં કરવા લાગ્યા. શેઠનાં હાડકાં રંગાઇ ગયાં હતાં, ઉઠી શકતા ન હોતા, તેથી જેમ તેમ પથારીએ આણ્યા.

રાજા—તું તે વખતે પણ હતો કે?

વિદૂષક—હા બા, બંદા તો વરના બાપ. હળદર, મીઠું વગરે ચોપડી શેઠને સૂવાડ્યા. સૌ જાણે શેઠ પડી ગયા, ખરી વાત તો બે શેઠાણી, ત્રીજા શેઠ, ને ચોથો હું સિવાય કોઈ ન જાણે. મેં તો શેઠને ઓસડ ચોપડ્યાં, આગળ બેઠો, તેથી ખુશી થઈ બસેર ઘીનું સીધું મને આપ્યું. હું સીધું લાવ્યો તેથી મા પણ રાજી થઇ. આ તે દહાડેથી મેં પણ લીધું કે પર-

ણવું નહીં. માહારાજ એ બૈરી વાળાના તો એવા હાલ થાય, આપ તો રાજા છો તેથી ઠીક છે. નહી તો ઘણી ખબરો પડે લસલસતી લાપસી નથી કે મોઢામાં મૂકી તો તરત ગળે ઉતરી. એ બાઇડી નભાવવી એ તો કપરૂં કામ છે.

**સુમતી**—જાને રડ્યા તને તો ધંધોજ એ છે કે જ્યાં ત્યાં ગપા મારી પેટ ભરવું.

**વિદૂષક**—આજે આપ મ દ્દેજો, કાલે બોલવું, એમાં શું? મારૂં જતું નથી. આંહી છે તો જમાજ છે.

**રાજા**—પ્રિયા? હવે કચેરીનો વખ્ત થયો હશે માટે ત્યાં જાઇએ. (નેપથ્યમાં અવાજ થાયછે) માહારાજ કચેરી ભરાઈ ગઇછે.

**સુમતી**—ચાલો સાદ પણ થયો. માહારાજ. (જાયછે).

---

# પ્રવેશ ૩ જો.

**સ્થળ કચેરી.**

**રાજા, સુમતી, પ્રધાન, વિદૂષક, કચેરી મંડળ અને ધ્રુવ.**

**વિદૂષક**—ધ્રુવને આવતો જોઈ (સ્વગત) આ કચેરીમાં નાચ, રંગ, નૃત્ય, ગાયન, થાયછે. સર્વેને આ તમાશો ભિન્ન ભિન્ન ભાવથી ભિન્ન ભિન્ન ખુબીનો સ્વાદ આપેછે સૌ રાજાના ગુણ ગાયછે. એટલામાં (રાજાના કાનમાં) તમારો કુંવર ધ્રુવ આવેછે.

રાજાજી, બિચારાના હાલતો જૂઓ. એને કોણ કહે કે એ રાજ પુત્ર છે? લૂગડાં તો જાણે દાતણીઆના જેવાં ફાટી ગયાં છે. મોટું કેવું ઉતરી ગયું છે. તે કેવો નીમાણા જેવો હળવે હળવે જાણે ડરતો હોય એમ આવે છે. મને તો દયા આવે છે માહારાજ? આપે તો બંને પુત્ર સમાન ગણવા જોઇએ. (ધ્રુવ આવી, ભરી કચેરીમાં માતા અને પિતાને પગે લાગે છે).

**ધ્રુવ**— (કોઈ બોલાવતું નથી એટલે) પિતાજી? હું ઘણે દિવસે

આજે આપની પાસે આવ્યો તોપણ આપ બોલતા કાં નથી? આજતો હું આપને ખોળે બેસવા આવ્યો છું, બેસવા દેશો? (એમ કહી એક ગોઠણ પર ઉત્તમ બેઠેલો હતો ને બીજાપર બેસવા જાય છે એટલે રાજા તે ગોઠણ ઉંચો કરી લેછે.

**ધ્રુવ—** (નિશ્વાશ નાંખીને) પિતાજી, ઓ પિતાજી, નિરઅપરાધી પર આટલો બધો ક્રોધ શા માટે, હું આપનો પુત્ર આપનો છોરૂ છું, તેને બોલાવતા કેમ નથી? શું તનદુરસ્તી બરાબર નથી, કે મારાં આવાં કપડાં જોઇને ખોળે બેસાડતા નથી ને બોલાવતા પણ નથી, ન બોલો તો આપને મારા સમ છે. ઓ તાત? સઘળી કચેરી બિરાજી છે તે સાથે આપ હમણાંજ વાતો કરતા હતા, હસતા હતા, મજા કરતા હતા, ને મને આવતો જોઈ છાના કેમ રહ્યા? આપને શું મારાપર હેત નથી આવતું?

**વિદૂષક—**બોલે તો બાઈ હમણાં તમાચો મારે.

**ધ્રુવ—** હું રોજ નિશાળે જાઉં છું, ભણું છું, કજીઆ કરતો નથી તોપણ આપ કેમ બોલતા નથી. એક વાર તો બોલો (એમ કહી તેની હડપચીએ હાથ લગાડીને) તાત, ઓ તાત, શા માટે નથી બોલતા?

**વિદૂષક—**મોઢામાં મગ ભર્યા છે શું બોલે તે?

**પ્રધાન—**ધ્રુવજી પધારો આંહી બેસો (સિંહાસન પાસે બેસવાનું કહે છે).

**ધ્રુવ—** ના. ભાઈ ના, હું પણ રાજાનો પુત્ર છું તે મારા પિતાને ખોળે ન બેસું? હેઠળ શા માટે બેસું?

**પ્રધાન—**(ફરીથી) કુમારશ્રી આંહી પધારો એમ કહી આસન આપેછે.

**ધ્રુવ—** નારે ના, મારે તો આજ પિતાજીને ખોળે બેસવું છે, જો જો હમણાં બેસાડશે, મારાપર હેત છે હો? હું પણ એમનો પુત્ર છું તે કેમ નહી બેસાડે? (સઘળી સભા આ પાંચ વર્ષના નાના બાળકની બોલવાની લાવણ્યતા જોઈ દી-

લગીરી સાથે ખુશી થાય છે. પણ રાજા બોલતા નથી).

**વિદૂષક**—ધ્રુવજી ઊભેઊભે પગે લોહી ઉતરશે, હેઠા બેશીને બાપને મનાવો.

**ધ્રુવ**— પિતાજી હું પણ આપનો પુત્ર છું ને મને કેમ ખોળે બેસાડતા નથી ને એકલા ઉત્તમનેજ બેસાડ્યો છે. ઉત્તમભાઈ સાથે પણ હું લડ્યો નથી, પૂછો એને જેમ ઉત્તમ કહે તેમ હું કરૂં. નિશાળમાં પણ પાણી હું આણી આપું, પાટી હું ધોઈ આપું, ને એને ખુશી રાખું છું, તોપણ મને કેમ બોલાવતા નથી? રાજા બોલતા નથી તેથી વીલા પડી ગએલ ચેહેરે ( સુમતીને ) માજી આપ પિતાજીને કહેશો કે મને ખોળે બેસાડે,હું ખરેખર જરાવાર ખોળે બેસી તરત પાછો નીચે બેસીશ પણ એકવાર તો પિતાને ખોળે બેસવાની મને બહુ હોંશ છે, કેમકે હું પણ તેમનોજ કુંવર છું.

**સુમતી**—ધ્રુવ, તેં અને તારી મા સુમતીએ એવાં પુન્ય કરી અવતાર નથી લીધો કે માહારાજનાં માન પામી તું તેમને ખોળે બેસે. તારી મા તો અભાગણી છે તેને તું પણ તેવોજ પુત્ર થયો છું.

**ધ્રુવ**— આખર પણ ઉછંગે નહીજ બેસાડે? માતાજી હું અહીં આવ્યો ત્યારે આવતાં આવતાં મને આનંદના ઉભરા આવતા હતા કે હું ઘણે દિવસે પિતા પાસે જાઊં છું તો મને દુરથી દેખી હેતથી બોલાવશે, ઉછંગે પણ બેસાડશે ને મીઠાં વચનથી વાતો કરી મારૂં દુઃખ દૂર કરશે.

**સુમતી**—અરે અભાગણના તનુજ? તારી માએ તને આંહીં એટલાજ કારણ માટે મોકલેલો જણાય છે. અકર્મી, દુષ્ટ તું અહીંથી જતો રેહે, તારૂં મોઢું હવે મને બતાવ નહીં.

**ધ્રુવ**— હે માજી આટલો બધો ક્રોધ, હું જે આપના ઉત્તમ જેવોજ આપનો સગો છું તે પર શા માટે કરવો પડે છે. જેવી માતા સુરતી તેવીજ માતા આપ છો માટે મને એ·

કવાર તો મીઠે વચને બોલાવો (હૈયું ભરાઈ આવેછે.)

**સુમતી**—હે ધ્રુવ આ ભવમાં તો એ સુખ તને હરગીજ મળવાનું નથી પણ જો તું આંહીથી જઈ તપ કર, અને ભાગ્યહીન આ દેહનો ત્યાગ કરી પાછો મારે પેટે અવતાર ધર, તો માહારાજના ઉછંગને પામ; જ્યાં સુધી તું અભાગણી સુરતીનો છોકરો છું ત્યાં સુધી તને એ વૈભવ, એ લાડ, એ સુખ, અને એ મજા સ્વપ્ને પણ મળાવાનાં નથી, માટે હવે તું આંહીથી સત્વર નીકળ. તારૂં મોહું જોવું મને ગમતું નથી. (સર્વ સભા ખિન્ન થઈ નીચું નીહાળી બેઠી છે સર્વના મન ધ્રુવ તરફ દયા ખાય છે).

**ધ્રુવ**— (રાજા તરફ જોઇને) પિતાજી સુમતી માતા મને આ વજ્ર જેવાં વચન કહે છે તે સંખાતાં નથી. પ્રથમ મારી માતા સુરતી ને પછી સુમતી ને ઉત્તમ, આપ તેમનામાં લીન થઈ ગયા તો બેલાશક, તથાપિ મને ખોળે તો બેસાડો. એતો ઓરમાઈ સગાં તે એવાંજ હોય, પણ આપ કઠણ કેમ થયા છો. માતાનાં વચન મારી છાતીમાં કોતરાઈ રહ્યાં છે તે હું વીસરનાર નથી. પણ આપતો મારી દયા આણો. ઉત્તમ દીકરો, ને હું શું નહીં? મને એકવાર તો ખોળે બેસાડો, આમ મને નિરાશ કરી કાઢી ન મૂકો. જેમ બે આંખો માણસને સરખી છે તેમજ આપને પણ બંને પુત્રો સમાન ગણવા જોઇએ.

**સુમતી**—અરે દુષ્ટ અને અભાગણીના પેટના તને કહ્યું કે આ અવતારમાં તો તને એ સુખ મળવાનું નથી. આ અભાગણી દેહનો ત્યાગ કરી પછી મારે પેટે જન્મ લેતો એ સુખ મળે; બાકી સુરતી જેવી માને પેટ અવતરી માહારાજનાં માનનાં સુખની આશા રાખે છે, તે ફોકટ છે. તું ક્યારનો માહારાજને પજવે છે કેમ? જા આંહીથી તારૂં કાળું કર નીકળ, (એમ કહી તને ધક્કો દેછે) ધ્રુવ નિરાશ થઈ, નીચું જોઈ ડુસકાં ભરતો ભરતો પાછો વળે છે.

**વિદૂષક**—ધ્રુવજી રૂઓમાં રૂઓ, છાનામાના સુરતી પાસે જઈ છા-સને રોટલા ખાઓ ને મજા કરો, (સુમતીને) ઠીક રોફ માર્યો, નહીં તો ફાવી જાત હો.

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ સુરતીનો મહેલ.

### સુરતી, ધ્રુવ, વિદૂષક.

**સુરતી**—(ધ્રુવને રોતો રોતો આવતો જોઇને ફાળ પડી એટલે ઝટ ઉઠીને બારણા સુધી સામી આવી તેને છાતી સાથે ભીડતાં) મારા વહાલા પુત્ર, મારા લાડકવાયા દીકરા, મારા પ્રાણના આધાર, તું કેમ રડેછે તે કહે. શું તને કોઇએ ગાળ દીધી, કોઈ તારી સાથે લડ્યું, કે તને કોઇએ કડવાં વચન કહ્યાં. બોલ બાળ, તું શા માટે આટલો બધો રડે છે? છાતી તો જો કેવી જોરથી ધડકે છે. (ધ્રુવ ડસકાં ભરતાં ભરતાં બોલી શકતો નથી).

**સુરતી**—મારા હૈયાના હાર, મારી જીંદગીના જીવન, તું કહે તો ખરો કે તને શું થયું? તું આટલો બધો કેમ દીલગીર થઈ ગયો છે? શું તું તારા પિતા પાસે ગયો હતો ત્યાં તારૂં અપમાન થયું કે શું થયું? તે મને કહે અને હવે હૈયાને ધીરજ આપી છાનો રહે, બેટા? તને મારા સમછે જો હવે રડતો, (એમ કહેતાં તેની આંખોમાં ઝળઝળીઆં ભરાઈ આવેછે)

**ધ્રુવ**— નથી કોઇએ મને ગાળ દીધી. નથી કોઈ મને લડ્યું, પણ માતા હું હમણાંજ તારી આજ્ઞા લઇને મારા પિતા પાસે ગયો હતો, મેં ત્યાં જઈ માત તાતને નમન કર્યું, પરંતુ ભરી કચેરીમાં મને પિતાએ કે માતાએ બોલાવ્યો નહીં. મેં ઘણા વિનયથી કાલાવાલા કરીને મારા પિતાજીને કહ્યું કે મને આપને ઉછંગે બેસાડો. પિતાજીએ જવાબ ન આપ્યો. ત્યારે તો અતીજ કરગરવા લાગ્યા અને આખરે મારૂં હૈઉં ભરાઈ આવતાં પિતાજીને એક ગોઠણે ઉત્તમ બેઠેલો

હતો ને બીજે હું બેસવા ગયો કે ચડપ લઇને પિતાજીએ તે ગોઠણ ઊંચો કર્યો, એટલે બેસવા કયાંથી પામું? મ ફરી બહુજ કરગરીને એક ક્ષણવાર ઉછંગે બેસવા દેવા વીનવ્યા, કેમે કર્યા ન બોલ્યા ત્યારે માતાને કહ્યું. તોપણ પિતાજી તો કાંઈ બોલ્યા નહીં પણ સુમતી માતાએ એવાં વચન કહ્યાં કે તે મારાથી સહી શકાતાં નથી. હે જનેતા ખડ્ગનો ઘા સહેવાય પણ એ બોલ સહન કર્યા જાતા નથી (રડી પડે છે).

**સુરતી—** દીકરા મેં તો તને અગાઉથીજ કહ્યું કે તું જામાં, અને ત્યાં જવાથી વિઘ્ન થશે, કેમકે ઓરમાયાં તે વેરવાયાં, તું હઠ કરીને ગયો તો હવે તેના કહેવાપર ક્રોધ કે દીલગીરી કરવી એ વૃથા છે. હાય બચ્ચા, તું મોટો થઇશ ત્યારે સૌ સારાંવાનાં થશે ને ત્યારે આપણે આ દુઃખના દિવસ ભૂલી જશું.

**ધ્રુવ—** માતા ઉત્તમ ખોળામાં બેઠેલો હતો. ને મને તો સરખો બોલાવ્યો પણ નહીં, ત્યારે હું શું એનો પુત્ર નહીં? વળી અપરમાએ શું કહ્યું સાંભળ. તે કહે તું તો અભાગણીના પેટનો છે, તેથી માહારાજ તને બોલાવે ને ખોળે બેસાડે; એવાં તારાં નસીબ ક્યાંથી? જો તારે એ સુખની ઇછા કરવી હોય તો અહીંથી જઈ તપ કર, ને હરી એવા જે વિષ્ણુ તેને ભજીને તારી આ દેહનો ત્યાગ કર. ફરી તું મારે પેટે જન્મ લે, તો માહારાજને ખોળે ભરી કચેરી વચે બેસવા પામ. માતાજી તેણે તો મને આ દેહ છોડ્યા બાદ સુખ મળવા કહ્યું, પણ હું તારો ખરો પુત્ર તોજ કે આ સદેહે એ સુખને પામું અને તારાં પણ સૌ દુખડાં દૂર કરૂં.

**સુરતી—** મારા પ્યારા પુત્ર? તું ક્યાં નથી જાણતો કે જ્યારથી તે આ દરબારમાં આવી છે ત્યારથીજ વગર કારણે આપણા પર દ્વેષ ભાવ રાખી, આપણને દુખી કરવા પછવાડે મંડી છે. મહારાજ પણ ભોળા છે તે એકદમ મોહી ગયા છે; માટે તેના કહેવા સામું જરા પણ જોવું નહીં.

તેણે પૂર્વ જન્મને વિશે પૂરાં પુન્ય કીધાં હશે તેનાં ફળ ભો-ગવેછે. અને આપણે આગલે ભવે કોઈ વ્રત કર્યાં નહીં હોય, ધર્મ નિયમ પાળ્યા નહીં હોય, યોગી, યતી, અતીત, અભ્યાગતને અન્ન વસ્ત્ર આપી સંતોષ્યા નહીં હોય, તીર્થ અને તપ, ધ્યાન કર્યાં નહીં હોય, વિપ્રને કે આંધળા લૂલાને દાન દીધાં નહીં હોય, એવાં ઓછાં કરમનાં હોઈશું એટલે હે પુત્ર; માહારાજનાં માન ક્યાંથી પામીએ. કહ્યું છે કે (દત્ત વિના નવ પામીએ વત્ત).

ધ્રુવ— માજી, પેલે ભવ એટલી ઓછ રહી તો આ ભવે પૂરી ક-રીને પણ તને આ દુઃખમાંથી છોડવું ત્યારે ખરો. માતાએ જે શબ્દો વેરભાવથી કહ્યા તે મારે સ્નેહ ભાવના લેખી એ માતાનો ઉપકાર માની તેના કહેવા પ્રમાણે વરતી, આ દેહ તજ્યા વગર સંદેહે જે સુખની મને અને તને ખામી છે તે પરીપૂર્ણ કરવા માટે હે જનેતા? હવે મને ખુશી થઇ રજા આપો, ને હું તપ કરવા જાઉં.

સુરતી—(ગદગદ કંઠે) દીકરા એ વાત અને એવા વિચાર જવા દે.

ધ્રુવ— ના માતા એ વીચાર તો મારી છાતીમાં કોરાઈ ગયો છે તે ટળવાનો નથી. માજી હું તારો પુત્રછું ને તને દુઃખમાંથી છોડવવી એ મારો ધર્મ છે, માટે હું અન્ય સુખની દરકાર રાખ્યા વગર હમણાંજ જઇને તપ કરવા માંડું, અને મહા પ્રભુ, ભક્તવત્સલ, ભીડભંજન એવા જે પરમેશ્વર શ્રી વિષ્ણુ, તેની એક મને અને એક ચિત્તે સ્તુતિ કરી પ્રસન્ન કરૂં.જો પ્રભુ ન મળે તો હે જનેતા? મારા પ્રાણ તજુ,એમાં સંદેહ નહીં (શરીરમાં ભક્તિનું શૌર્ય આવવાથી ઉભો થાયછે.)

સુરતી—(આંખોમાં ઝળઝળીઆં ભરાતાં તેને ભેટી પડીને) મારા પુત્ર, મારા દીકરા, મારી આંખની કીકી, મારા આધાર તારી આ વાત સાંભળી મને અતીશય સંતાપ થાય છે, મારા કાળજાના કડકા થઈ જાય છે, મારો જીવ બેહેર મારી જાયછે, હે પુત્ર, એકતો માહારાજે મને તજી, એક

દાસી કરતાં પણ હલકી પંકિતમાં લાવી મૂકી. આ દુઃખ રાત દિવસ મારા હૃદયને ભેદ્યા કરે છે, પણ તું કાલે મોટો જોટો થઈ રહીશ. આ દુઃખના દહાડા વીસરી જશે, એમ જાણી તારા હસતા વદન સામું જોઈ સંતોષ પામી રહુંછું. એવી રીતે તું જે આ જગતને વિશે મારી જીંદગીનું જીવન છે, તે પણ જો જતો રહેવાની વાત કરે તો હું એક ઘડી, અરે એક પળ પણ પછી જીવું કોને આશરે? જળ વિના જેવી માંછલી, ટોળાં વછૂટી જેવી મૃગલી, તેવી તારા વિયોગથી હું એકલી થઈ રહેવાથી ટળવળીને મરી જાઉં. (રડેછે)

ધ્રુવ— મારી વહાલી મા? તું આમ ટળવળી દીલગીર થા નહીં. તું એમ નક્કી સમજ કે આપણા દુઃખનો અંત હવે નજદીક આવ્યોછે. હું તારે પ્રતાપે કરીને ભકિત રૂપી એવું સરસ બીજ રોપીશ કે તેમાં સુખનાં અક્ષય ફળ લાગશે. માતા, ઇશ્વર આપણા પર કૃપા કરશે અને તે અનાથનો નાથ, કરૂણાસાગર આપણી સઘળી આશા પરીપૂર્ણ કરશે. આમ રડી બેસવાથી દુઃખ ઓછું થવાનું નથી, માટે જનેતા, મને ખુશીથી આશીષ આપી રજા આપ.

સુરતી—મારા જીવન, તું હજી પાંચ વરશનો બાળક છે. ઇશ્વર તે શું, તપ તે શું, તે તું ક્યાંથી સમજે? વળી મને તારા વિના બીજું કોઈ બાળક હોત તો તેને રમાડી તેના સામું જોઈ દિવસ કાઢત, પણ એક તો માહારાજની અવકૃપા, તે પણ પૂરે પૂરી, વળી તું જતો રહે તો મારાથી એકલાં એક ક્ષણ પણ રહેવાય નહીં. પુત્ર, આ વાતથી મારૂં હૈયું ફાટી જાયછે, મારા શરીરમાં આગ લાગે છે, મારો જીવ મુંઝાઈ જાયછે. રે બેટા—તું જવાની વાત છોડી દે, અને તારી એમજ ઇચ્છા હોય તો આપણ બંને સાથે રહી ઇશ્વરને ભજીએ પણ તું મને છોડીને જા માં. (હૈયા ફાટ રડેછે)

ધ્રુવ— હે માતા, તું આમ કલ્પાંત શા માટે કરે છે? રડ નહીં, તને મારા સમ છે, (એમ કહેતાં તેનું હૈયું ભરાઈ આવે છે ને પોતાને રૂમાલે તેની આંખો લોહી નાંખીને) માતા, તું સમજુ થઈ આમ કેમ રડે છે. માજી જો ઘેર રહેવાથીજ પ્રભુ મળતા હોય તો દુનીયામાં કોઈ એવું ન રહે કે જેને સ્વર્ગ છોડી નર્કે જવું પડે. પરંતુ એમ ખાતાં, પીતાં, ઓઢતાં, પેહેરતાં, અને નાના પ્રકારનાં સુખ અને આરામ ભોગવતાં ભકતવત્સલ ભગવાન કોઈ કાળે મળે નહિ એ તું ખચીત સમજજે. એમ પરમાત્મા એવા જે પરમેશ્વર તેના પદને કદી પણ પમાતું નથી. મોટા મોટા ઋર્ષીઓ, મોટા મોટા મુનીઓ, મોટા મોટા જોગી, મોટા મોટા જતિ, મોટા મોટા તપેશ્વરીઓ પણ હજારો વર્ષ લગી અઘોર તપ કરી પોતાની કાયાને કષ્ટ આપેછે તોપણ કોઇકનેજ માત્ર તે મહાત્મા પરમેશ્વરનાં દર્શણ થાયછે;માટે હે માતા, ઘેર રહેવાથી કાયાને દમી શકાય નહિ, અને તેમ કર્યા વગર આપણી આશા પૂર્ણ પણ થાય નહિ, જે મેં પૂર્ણ કરવા નક્કી ધાર્યું છે. માટે તું રડવું છોડી દે, હૈયે હિંમત રાખ, અને ખુશી થઈ મને આશીરવાદ આપ કે હું તરત વનમાં જાઊં અને તપ કરી શ્રીપ્રભુના ચરણાર્વિંદનાં દરશણ પામી આપણા દુખનો નાશ કરૂં.

સુરતી—(રડતાં રડતાં) હે પુત્ર, તને હજી પાંચ વર્ષ થયાંછે. ભકિત અને તપ તે શું તે તું જેવડા પુપુલીયા નાનાં બાળક શું જાણે. હજી તું તો પાણીને ભુ કહે, અને રોઈ રોટલો માગે એવડો છે, તને મારી નજરથી દૂર કેમ કરી શકું. તું વનમાં કેમ જઈશ, ઘરની બહાર તું નીકળ્યો નથી તો અઘોર વનમાં એકલાં જવાથી તારૂં હૈયું ફાટી જશે. તું ઘણો ડરીશ, માટે કેમે કર્યો આંહી ન રહે તો હું તારી સાથે આવીશ, પણ તને એકલો જવા દઇશ નહીં. (રડેછે.)

ધ્રુવ—મા, બે જણ સાથે રહેવાથી એક ચિત્તથી તપ થાય નહીં તેમ

તારૂં કામ સાથે આવવાનું નથી. તું એ બધી વાત છોડી મને રજા આપ. (તેનાં આંસુ લુએછે).

**સુરતી**—મારા કોડામણા ને લાડકવાયા કુંવર, તું હઠ છોડ. એકલા વનની વાટે મુકતાં મારૂં મન કેમ માને, હું તારા વિયોગથી જીવી કેમ શકુ? તું બાહાર ગયો હોય ને જરા મોડું થાય તોપણ મારો જીવ ઉડી જાય, તો વનમાં મોકલતાં હૃદય કેમ રહી શકે, ને મોઢે જાઓ કહેતાં જીભ કપાઈ જાય.

**ધ્રુવ**—મા, તું સમજુ થઈ આવી જક્કી કેમ થાયછે. હું તને ખાતરીથી કહુંછું કે તારી શુદ્ધ અંતઃકરણની આશીષથી પરમાત્માનાં દર્શણ કરીને તારી સેવામાં વેહેલોજ હાજર થઈશ. અપર માના બોલો સાંભરેછે ત્યારે તે મારા હૃદયમાં એવા વાગે છે કે તેના કરતાં લોહબાણ, અને તલવારના ઘા પણ સારા, માટે માડી તું મને ખુશી થઈ રજા આપ એટલે સત્વર જાઊં, માત્ર તારી આશિષ માટે ખોટી છું. (ઉભા થાય છે.)

**સુરતી**—રડતી રડતી તેને બાઝી પડી છાતી સમો ભીડેછે. હે બાળ, તું આગ્રહ છોડી દે. મારાથી તારો વિયોગ નહીં ખમાય. મારો જીવ ઉડી જાયછે. (મુર્છા આવવાથી પડી જાયછે.)

**ધ્રુવ**—(તેને વાયરો નાંખી જાગૃત કરીને) માતા આ શું, આ શો ગજબ !! તું તારા જીવને આટલો સંતાપ કેમ આપેછે ? ને આટલી બધી દીલગીર કેમ થાયછે? તું નકી જાણ કે આપણા દુઃખનો હવે અંત આવ્યો છે. "પુરૂષના નસીબ આડું પાંદડું" તેમ આપણા નસીબ આડું જે પાંદડું હતું તે ખસી જવાથી આપણા સુખનો ઉદય થયોછે. મા, તું હૈયે હિંમત રાખ, મને રજા આપ, અને તું એક મને અને એક ચિત્તે સ્થિર રહી પ્રભુને ભજજે તો બેવડી ભક્તિથી આપણું તરત કલ્યાણ થશે.

**સુરતી**—(જરા હિંમત તથા ઈશ્વર જ્ઞાન ઉત્પન્ન થવાથી) હે પુત્ર, જો કે તું બાળક છે, જો કે તારા વિના મને બીજો આધાર

નથી, તોપણ તને સ્વાભાવિક રીતે અને ઈશ્વરની મરજી-થીજ આવું રૂડું જ્ઞાન થયું, ( કેમકે નહીં તો તારા જેવડાં બચ્ચાંને એવું જ્ઞાન ક્યાંથી આવે) તો મારૂં નિર્મળ એટલે કપટ વિનાનું પણ તારા વિયોગથી અતી દુખિત હૃદય સાક્ષી આપે છે કે, તપ કરતાં ટુંક મુદતમાં પ્રભુ પ્રસન્ન થઈ, દર્ષણ આપી તને મન માનતાં વરદાન આપશે, (ગળ ગળી થાયછે પણ ફરી હિમત લાવીને) હે દીકરા, તું બાળક છે. તપ કરતાં ભય, માયા, મોહ, કાંઈ રાખીશ નહીં. તેને વશ થવાથી કેટલાક મહાનત્રઋષિઓએ પોતાનાં હજારો વરસનાં તપ ધુળ મેળ્યાંછે. માટે મન સ્થિર રાખી, એક મને, એક ચિત્ત, અને એક ભાવે શ્રી હરીને સંભારજે, તો તે તને મારાં આશીરવચનથી તરત સહાય થશે.

(રેડી પડેછે અને આશીરવાદ આપેછે.)

**સાર્દૂલ વિક્રિદિત છંદ.**

રક્ષા મસ્તક માવની મન ધરી, શ્રી કૃષ્ણની કંઠમાં,
નારાયણ નિરંજના ઉર વિષે, પીતાંબરે પંથમાં;
પાંગોડા પગના થકી શિર સુધી, માદેવ ને પાર્વતી,
રોમાંચે રક્ષા કરે, પ્રતિ ક્ષણે શ્રી રામ સીતા પતી. ૧

ધ્રુવ—માતાજી, આપની સઘળી શીખામણ, આજ્ઞા, અને આશીરવાદ શિરતાજ કરૂંછું. તે સર્વે મારા હૃદયમાં કોતરાઈ રહીછે એટલે તે પ્રાણ ગએ પણ ભૂલવાનો નથી, તેમ કોઈ છળભેદ કરી મારી તપશ્ચર્યા ભંગ કરવાની તજવીજ કરશે તેનાથી ડરવાનો કે મોહી જવાનો નથી. અરે, મેરૂ ચળે અને રવિ પશ્ચિમે ઉગે તોપણ હું આ તારી રૂડી શીખામણને પ્રતાપે ડગીશ નહી. એક અશરણશરણ એવા જે પ્રભુ તેનાં શુભ ચરણમાં તન અને મનને ઝૂકાવી દઈશ. માતા વખત વહી જાયછે માટે હું આજ્ઞા માગુંછું. તું ખાલી શોક ન કરતાં આ જગતની જૂઠી જાળમાંથી મુક્ત થઈ હરી સ્મર્ણ કર્યા કરજે તો તારે આશીરવાદે હું વેહેલો

આવીશ, હાલ આજ્ઞા આપ. (એમ કહી પગે પડેછે.)

સુરતી—( આંખોમાંથી આંસુ વહ્યાં જાયછે તોપણ ધીરજ આણીને ) બેટા તારી આશા તરત સફળ થાય એટલે વહેલો વળજે. તથાસ્તુ. ( ધ્રુવ તેને પગે લાગી પ્રદક્ષિણા કરી ચાલવા માંડેછે. ) સુરતી દીલગીરીમાં ગરકાવ થઇ ગએલી ઈશ્વર સ્મરણ કરતી નીચે બેસેછે, દાસી તેની આસના વાસના કરેછે. )

વિદૂષક—( દોડતો દોડતો ) ઓ ભાઈ, કુશળ દક્ષણા તો આપતા જાઓ, ને ગામની ભાગોળે આપો તો સાથે ચાલું?

ધ્રુવ— લે, છેલ્લી વખતે તું પણ થા ખુશી, એમ કહી પોતાના હાથમાં એક સુવર્ણની વીંટી હતી તે આપી દીધી. (વિદૂષક લઇને જતો રહેછે. ) ( રસ્તે ચાલતાં ધ્રુવ સ્વગત ) ઇશ્વર કૃપાએ અને માતાના આશીરવાદથી શુકન તો અત્યંત ભલા થાયછે. આ સવત્સી ગાય જાણે પોતાનાં બચ્ચાંને કહેતી હોય કે ધ્રુવ વનમાં જાયછે તેને આપણા શુભ સુકન થાય માટે તું ઉતાવળથી ચાલ, તેમ ધસમસતી ચાલી આવેછે. વાહ!! હું તેને જમણે પડખે રહ્યો એમ તે પોતેજ કેવો સીધો રસ્તો લઇ ચાલી ગઇ? આ સૌભાગ્યવતી સ્ત્રી પોતાનું બેડું ગંગાજળે ભરી પોતાનાં બાળકને મળવા માટે કેવી ત્વરાથી ચાલતી આવેછે? તેનાં ઘસેલાં બેડલાં પર સૂર્યનારાયણનાં કીર્ણો પડવાથી કેવો સરસ ઝળઝળાટ થઈ રહેછે? એ સ્ત્રીને પોતાનાં બાળક પર ઘણો પ્રેમ હશે માટેજ સ્વસખીઓ સાથે વાતો કરતી ને હસતી રમતી ઝડપથી ઘર તરફ જાયછે. આહાહા!! માતાની પ્રીતિ તો છોકરાં પર સાચીજ હોયછે. મારી માતાએ મારા વિયોગથી કેટલાંક કલ્પાંત કર્યાં તે બિચારી મરવા જેવી તો હમણાંજ થઇ ગઇ છે. શિવ, શિવ,!! તે મારો વિયોગ કેમ સહેશે. હું કેવો ભાગ્યહીણ કે માતાને રડવડતી મેલી જાઉંછું. ( વળી જ્ઞાન ઉત્પન્ન થવાથી), અરે!

જો મારૂં મન અત્યારથી માયામાં ગયું તો આગળ કેમ થશે. ધન્ય છે મારી માતાને જેણે મને રજા આપી. તે સુખી થઇ પ્રભુ ભજશે, ને સૌ સારૂં થશે. (એમ વિચારે છે એટલામાં સામું જોઇને) ઓહો!! આ તો વરકન્યાનું જોડું પરણી ઉઠી સ્વગૃહે જાયછે. આ સ્ત્રીના હાથમાં માંગળિક દીવડોછે એ તેની માતુ કે બેન હશે. ચાલો, હું તેમની જમણી બાજુએ થઇને જાઉં. (એમ ચાલતાં ગામના દરવાજાથી બાહેર નીકળેછે એટલામાં) વાહ!! શું આનંદની વાત!! હું મારા કામમાં તરત ફતેહ મેળવીશ એમ આ શુભ શુકનો કહી આપેછે. આ મારી સામે, મહા પંડિત, મહાપવિત્ર, મહાધાર્મિક અને મહાપ્રતાપી એવા જે વિદ્વાન વિપ્રો તે શ્રી માહાદેવની પૂજા કરી વળતાં શુદ્ધ ઉચ્ચારે અને મધુરે કંઠે વેદના ઉચ્ચાર કરતા આવે છે. આ બધા શુકનોથી મને બહુ આનંદ થાયછે. (આગળ ચાલવા માંડેછે.)



# પ્રવેશ ૫ મો.

## સ્થળ જંગલ.

### ધ્રુવ, નારદ.

ધ્રુવ— (રસ્તે ચાલતાં સ્વગત) આહાહાહા!!! મારો રસ્તો કેવાં ઘાટાં અને બીહામણાં જંગલમાંથી થઇને જાયછે. જ્યાં જ્યાં નજર પડેછે ત્યાં તરેહ તરેહનાં, કોઇ નાનું, કોઇ મોટું, કોઇ કાંટાવાળું, કોઇ શીતળ છાયાવાળું, કોઇ લીલું કંચન જેવું, કોઇ સુકું ઠુઠ થઇ ગએલું, કોઇ પડી ગએલું, કોઇ અધવચથી ભાંગી પડેલું, એવાં વૃક્ષો અગણિત ઉગ્યાંછે; તેમાં આંબા, આમલી, અખોડ, અનાસ, આવળ, બાવળ, બોર, બીજોરાં, બીલી, બાવચી, વડ, પીપળ, રાયણ, કુંડા, કાચકી, થોર, કંટાળા, ઇત્યાદી કેટલાંએ ઉગ્યાંછે કે

જેનો સુમાર નથી. વળી નાના પ્રકારનાં ફળવાળાં વૃક્ષો, પણ ઘણાં શોભેછે. તેઓ ફળના ભારથી નીચાં નમી રહ્યાંછે. વળી તેવી સ્થિતિમાં પવનની મંદમંદ આવતી લેહેરથી હાલીને જાણે મને નમન કરીને આવકાર દેતાં હોયની એવાં દેખાયછે. વળી કીર, કાકાકઉઆ, કોયલ, મયૂર, મેનાં, હંસ, સારસ, ચકવા, કબુતર, ચકલી, કાબર, આદિ અનેક જાતનાં પક્ષિઓ કલ્લોલ કરી રહ્યાંછે. ઘોડે છેટે પાણીના ઝરા ભર્યાછે તેમાંથી બધી જાતનાં પશુ પક્ષીઓ પોતાની તૃષા ટાળેછે. આ અઘોર વનમાં જ્યાં સુરજનો તાપ પણ પડતો નથી, બલકે સૂરજ દેખાતોજ નથી. ત્યાં વાઘ, વરૂ, સિંહ, ચિત્તા એવાં ભયંકર અને નાશકારક પ્રાણીઓનો વાસો જણાતો નથી; કેમકે તેમ હોય તો આ હરણીઆં, રોઝ, બકરાં, ઘેટાં, ગાય, બળદ વગેરે નિરપરાધી અને ઘાસ ચરનારાં પશુઓ રહી શકે નહીં. વાહ, !! શી પ્રભુની રચના !!. તેના ગહનગતી, શી તેની ચતુરાઈ ને ડાહાપણ, કે આવાં પ્રાણીઓને પણ ખાવું, પીવું, હરવું, ફરવું, સૂવું, બેસવું, એવાં એવાં સુખો બક્ષેલાં છે. તેમને કોઇ પણ તરેહની આધી, વ્યાધી, કે ઉપાધી જણાતી નથી, તો હું જે તેના કરતાં ચડતી પંક્તિનો મનુષ્ય પ્રાણી છું તેને પણ તેવીજ રીતે સુખ અને શાન્તિ આપ્યા વગર ન્યાયી અને દયાળુ ઇશ્વર રહેશે નહીં. ભલા પ્રભુ, મારા જેવો કોઇ દુખી! જેને આવું અઘોર વન જેમાં રસ્તો તો છેજ નહીં, મનુષ્ય પ્રાણી તો નજીક કે દુર પણ શાનુંજ હોય! કાંટા તો પગમાં ભચોભચ વાગ્યા કરેછે તેમાં થઇને જવું પડેછે. પણ જીવ, ઇશ્વર સર્વ સ્થળે છે માટે હું જ્યાં હોઇશ ત્યાં તે મારૂં સંરક્ષણ કરશે. તે વિષે સાસ્રીએ મને એક શ્લોક કહેલછે તે યાદ આવેછે, તેથી ખાત્રી થાયછે.

जले विष्णु स्थले विष्णु, विष्णु पर्वत मस्तके

## ज्वाल माला कुले विष्णुं, सर्वं विष्णुं मयं जगतः

ઈશ્વર સચરાચર છે તે મને સહાય થયા વિના રહેશે નહી. પરંતુ આ વનમાં કોઈ ૠષિ મુનીનું આશ્રમ હોય તો કેવું સારૂ? કેમકે તપ કરવાની વિધિ કે રીતભાત અને આચરણથી હું કેવળ અજાણ છું, તેથી જો કોઈ મળી જાય તો તેને તપશ્ચર્યા કરવાની સામગ્રી, રીતી, વિધિ વગેરે પૂછી જાણીતો થાઉં, માટે હે પ્રભુ મારૂં અંતઃકરણ શુદ્ધ અને મારી મનોવૃતી સાચા ભાવની હોય તો તું મને તરત સહાય થજે, (એમ વિચાર કરતો કરતો ધ્રુવ પોતાનો રસ્તો કાપતો ચાલ્યો જાયછે એટલામાં બ્રહ્મ કુમાર શ્રી નારદમુની વીણા વગાડતા અને ઈશ્વર સ્તવન કરતા અદૃષ્ય રહી ચાલ્યા આવેછે તેનો અવાજ કાને પડતાં ધ્રુવ સ્તબ્ધ થઈ કહેછે) અરે, આંહી નજીકમાં કોઈ હરીજનનું આશ્રમ હોય એમ લાગેછે. જો, કોઈ ગાય છે વારૂ સાંભળું તો ખરો. (સ્વર આવતો હતો તે તરફ જોઈ) નજરે તો કશું પડતું નથી કાંઈ ચમત્કાર જેવી વાત છે વારૂ પ્રભુ સહાયતા આપશે. (નારદજી અદૃષ્ય રહી ગાય છે.)

### લાવણી.

રાત દિન હરી રટણ કરવું, એક દિન આખર છે મરવું;<br>
કબીલો કુટુંબ ને કાયા, મજા સુખ મોજ અને માયા;<br>
ઘડીમાં ગેબ બધું થાશે, સહુને માર્ગ સહુ જાશે. રાત. ૧<br>
કદી સો કિંકર છે શોભતા, હજારો હુકમ થકી થોભતા;<br>
દઈ મસ માનજ મલકાશે, કદી નહીં કોઈ સાથ થાશે. રાત. ૨<br>
સમજ સંસાર ખરો ફાની, થવું છે આખર તો વાની;<br>
કરી લે ભાવ થકી ભક્તી, મળે જેથીજ મહા મુક્તી. રાત. ૩<br>
અવતર્યો તું લખચોરાશી, થયો માતાને ઉદર વાશી;<br>
ભજે ભગવાન ખરે ભાવે, ફરી તક આવી નહીં આવે. રાત. ૪

ધ્રુવ— (એક ચિત્તે સાંભળીને) આહાહા !! શું બોધકારક ભજન

છે હું હમણાજ વિચાર કરતો હતો કે તપ કરવાની વિધિ હું ક્યાંથી શીખીશ, પરંતુ ઇશ્વર સર્વનો બેલી છે, નોધારાનો આધાર છે, જેનું કોઈ નહીં તેનો એછે. હું ધારૂંછું કે આ કોઈ ઋષિનું આશ્રમ હશે ત્યાંથીજ આ અવાજ સંભળાય છે. ચાલ જીવ જરા ઉતાવળો (ઝડપથી ચાલેછે એટલામાં શ્રી નારદ મુનીને આવતા દેખીને) અહોહો !! આતો બ્રહ્મ કુમાર વીણા પાણી આપો આપ!!! હવે બીજુ શું જોઈએ (એમ કહી તેને એકદમ સાષ્ટાંગ દંડવત પ્રણામ કરેછે).

**નારદ**— અહો બાળકા ઉભો થા, તું કોણ છે અને આ અઘોર વનમાં નિર્ભયપણે ક્યાં ચાલ્યો જાય છે, તું રસ્તો ભૂલ્યો છે, કે તારા માત પિતાથી રીસાઇને નીકળ્યો છે? કે કોઈ તારા દુશ્મને તને આ માર્ગ બતાવ્યોછે? કેમકે આવા અરણ્યમાં કોઇ સાથ વગર તું શા માટે આવેલોછે? અતિ ભયંકર અને નાશકારક પ્રાણીઓ અસંખ્યાત વસેછે, તે તારો હમણાં વધ કરશે.

**ધ્રુવ**— મુનેંદ્ર હું એક રાજકુમારછું, મારા પિતાનું નામ ઉત્તાન પાદ છે હું નથી ભૂલો પડ્યો કે નથી મારા દુશ્મને આ માર્ગ બતાવ્યો, પણ હું મારી પોતાની ઇછાએ કરીને અહીં આવ્યો છું.

**નારદ**— અહો વત્સ? તું રાજકુમાર હોઇને એકલો આ વનમાં ક્યાંથી ? તારે આંહી શા માટે આવવું પડ્યું છે, તે સત્વર કહી દે.

**ધ્રુવ**— પૂજ્ય મુનીજી, હું તપ કરવાના ઇરાદાથી નીકળ્યો છું.

**નારદ**— તારે બાળકને તપ કરવાનું શું કારણ પડ્યુ? વળી તપ તે શું, અને તે કેમ થાય તે તું શું સમજે? માટે જલદી પાછો જા.

**ધ્રુવ**— ઋષિજી સાંભળો હું તપ કરવા શા માટે નીકળ્યો તે આપને કહું છું, મારા પિતાજીને બે રાણીઓ છે, મારી ઓરમાઈ મા જેનું નામ સુમતી છે, તેનાપર રાજાનું બહુ

હેત છે. તેને ઉત્તમ નામે એક કુમાર છે, તેને જોઇએ તેવાં લાડ લડાવે છે, અને સઘળી વાતે સુખી રાખે છે; અને મારી ખરી માતા જે સુરતી તેને તથા મને પૂરૂં અન્ન ખાવા કે લૂગડાં સરખાં પણ પેહેરવા આપતાનથી, અને તેથી હમેશાં દુઃખ દુઃખ ને દુખજ ભોગવવાં પડેછે. આવી રીતે દુખે પાપે દિવસ કાઢતાં એટલામાં એક દિવસ મારો પિતા કચેરી ભરી ઉત્તમને ખોળે બેસાડી બિરાજેલા હતા, મારી અપરમા પણ પાસે બેઠાં હતાં, નાચરંગ, થતા હતા, હાસ્ય વિનોદ અને ખુશી ખુશી થતી હતી તે જોઈ હું પણ ત્યાં ગયો. (ગળગળો થઇ જાય છે)અરે મારી માતાએ ત્યાં ન જવા માટે ઘણોએ વાર્યો, પણ હું એકનો બે થયો નહી. હું ભરી સભા વચે થઈ ત્યાં ગયો તો મારા પિતાએ તો મને બોલાવ્યો પણ નહીં. અરે મારા સામી દ્રષ્ટીએ ન કરી અને ઉલટું આડું જોયું. ત્યારે મેં તેમને બોલાવ્યા, અને એક ક્ષણ મને તેમને ખોળે બેસાડવાને વીનવ્યા, અરે હું એટલો કરગર્યો કે કોઇ કટો દુશ્મન હોય, અને ઉઘાડી સમશેરે મારી નાંખવા આવેલો હોય તે પણ દયા ખાઈ જાય, ત્રપીજી? પથર ગળે, પણ મારા કઠણ હૃદયના અને સુમતીના તેજમાં સમાઇ ગએલા પિતાજી તેથી જરા પણ પીગળ્યા નહીં. ને સામું જોયું નહી તો બોલવાની કે બોલાવવાની તો આશાજ શી! હું અતી કરગર્યો. મારૂં હૈયું ભરાઇ આવ્યું. (ઝલઝલીઆં આવે છે) ત્યારે આખર મારી અપરમા બોલી કે, હે ધ્રુવ, હે અભાગણીના પેટના, તેં કે તારી માએ આગલા અવતારમાં એવાં પુન્ય નથી કર્યાં કે માહારાજના ઉછંગ પર બેસવાનું સુખ તને મળે, મેં તોપણ મારી વાત ન છોડતાં ને માના બોલ ન ગણકારતાં, માંડ પિતાજીને મારી દયા આવે એમ વિચારી ઘણા કાલાવાલા કર્યાં, ત્યારે તો ગુસે થઇ, વાઘેણના જેવી આંખો ચડાવી બોલી

અરે અકર્મી, અરે દુષ્ટ, અરે અભાગણીના છોકરા, તું માહારાજને પજવતો આંહીથી નીકળે છે કે નહીં, નહીંતો ધક્કો મારી કાઢી મુકીશ. આવાં વચનો પણ સહન કરી મેં મારો આગ્રહ છોડ્યો નહીં, ત્યારે તો મને કહ્યું કે હે ધ્રુવ તને જો મહારાજને ખોળે બેશી લાખો માણસોપર સત્તા ભોગવવી એવું સુખ જોઇતું હોય તો તું તપ કરી તારી આ દેહ છોડી દે, ને પછી મારે પેટે જન્મ લે તો નક્કી તને રાજ અપાવું. હે મુનેંદ્ર ! એવાં કઠણ અને ખડગના ઘાથી તીક્ષ્ણ વચન સાંભળતાંજ મારૂં મન ભંગ થઈ ગયું, અને તેજ વખતે હું ત્યાંથી ચાલી નીકળ્યો. અને તપ કરી આ દેહ છોડીને નહી પણ આ દેહ સહીતજ એ સુખ મેળવવા માટે ઠરાવ કર્યો. આખર માહા રકઝકે મારી માતુશ્રીનો શુભ આશીરવાદ લઈ હું તપ કરવા જાઉંછું, માટે હું જે આપને પૂછું તેનો કૃપાકરી ખુલાસો આપો.

નારદ—અહો ધ્રુવ, તું હજી તો બાળક છે, વળી અજ્ઞાન છે, સંસારની રીતભાતથી અજાણ છે, તેથી તને ક્રોધ લાગ્યોછે, પણ ક્રોધ એ વીનાશક છે, માટે ક્રોધ તજ, એટલે સૌ સારૂં થશે. ક્રોધથી કંઈકનાં ઘર ગયાંછે માટે તું ક્રોધને છોડી દે. એટલે તારી બુદ્ધિ ઠેકાણે આવશે. ધ્રુવ માન અપમાન તે શું તે તારા જેવડા પશુ ક્યાંથી સમજે ? બચ્ચા! ઓરમાયાં સગપણ અને તેમનાં હેત તો એવાંજ હોય. તે રાય અને રંક પૈસાવાન કે ગરીબ સર્વેને માટે સમાન છે. અપર માના બોલવા પર તું લક્ષ ન આપ, તું તારી પોતાની મા સાથે રહી, ખા, પી, ને કલ્લોલ કર અને દુઃખનું ઓસડ દાહાડા, તેમ તું મોટો થઈ ભણી ગણી હુશીઆર થઇશ ત્યારે એજ રાજા તારાપર પ્રીતી રાખશે, તને બોલાવશે, એમાં પણ ઈર્ષા નહી રાખે, અને સઘળાં સારાં વાનાં થઈ રહેતાં તમે સુખી થશો. માટે હે વત્સ, તું મારૂં કહ્યું માની પાછો વળ, અને આ અશક્ય ધારણા છોડી

દે. કેમકે તું જાણે છે કે મોટા મોટા મુનીવરો હજારો વર્ષ લગી પોતાની કાયાને માહા માહા સંકષ્ટ આપી તપ કરેછે, છતાં તેમને પરમાત્મા પરમેશ્વરનાં દર્ષણ સ્વપ્નાંતરમાં પણ થતાં નથી, તો તને હરી કેમ મળશે તેનો વિચાર કર.

ધ્રુવ—હે ગુરૂજી હું હરગીજ પાછો જવાનો નથી ગમેતો આ વનનાં હિંસારી પશુ મને ફાડી ખાઓ, ગમે તો આકરો પવન લાગવાથી આ મોટાં વૃક્ષો મારાપર પડી મને દાટી મૂકો, ગમે તો આ ઝરાઓ એકદમ પૂરમાં આવી મને દૂબાવી મૂકો, ગમે તો કોઇ ઝેરી પ્રાણી કરડી મારો પ્રાણ લો, ગમે તો કોઇ નિર્દય માણસ મારૂં મૃત્યુ આણે, તોપણ હું પાછી પાની કરવાનો નથી. હે મુનીજી, આપ મહાત્મા છો. આપની શક્તિ અગાધ છે, મૃત્યુ લોકના સર્વે માનવી તેમજ ઇંદ્ર જેવા દેવતાઓ પણ આપને માને છે, આપ એવા પૂજ્ય છો અને આ અવસરે હું તપ કરવાની વિધિ ક્યાં જઇ શીખીશ તેની સોચના કરતો હતો એટલામાં આપનાં દર્ષણ થયાં તો આપે તો મને પાછો વળી જવાનું કહેવાને બદલે મજબુત ભલામણ અને શિક્ષા સાથે તપ કરવા જવાનું કહેવું જોઇએ.

નારદ—અરે બાળ, તારાં માતપિતા તારા વિયોગથી અત્યંત દુઃખ પામતાં હશે, તારી મા સુરતીની તો કોણ જાણે કેવી દશા થઇ ગઈ હશે, તે બિચારી તને સંભારી સંભારી રડતી હશે, રાત્રે નિંદ્રા નહી આવતી હોય, અને દિવસે અન્ન પણ ખાતી નહીં હોય, અને અહો નિશ, આઠ પહોર, ચોસઠ ઘડી, તારૂંજ રટણ કરતી ગાંડી જેવી થઇ ગઈ હશે, માટે હાલ તું પાછો જા, મોટો થાય, ત્યારે જો તારી મરજી હોયતો તપ કરવા આવજે, હમણાં આ બાલ્યાવસ્થામાં, તપનાં દુઃખો પણ તારાથી વેઠાશે નહીં, માટે મારૂં કહેવું માની લે ને પાછો તારી માતુને તારાં દર્ષણનો લાભ આપ.

ધ્રુવ— માહારાજ ક્ષમા કરો, હું પાછો તો વળવાનો નથીજ.

**નારદજી**—સાંભળ ધ્રુવ આવડો ક્રોધ રાખ નહી. તું સમજ કે, સુખ, દુખ, માન અપમાન, આબરૂ, ગેર આબરૂ, જશ, અપજશ ઇત્યાદી જે પ્રમાણે પરમેશ્વરે નિર્માણ કરેચાં છે, તે મુજબ થયાં જાય છે. માણસે પૂર્વ જન્મમાં જેવાં કર્મ કીધાં હોય તેવાં ફળ આ અવસરે ભોગવે છે. પલમાં સુખ અને પલમાં દુઃખ આવી પડે તેનો શોક શો કરવો? જે વખત જેવો નીવડે તે વખતમાં ડાહ્યાં માણસ સંતોષથી રહે છે, માટે તું પણ હે કુંવર સંતોષવાળી પાછો વળ.ચાલ હું તારા તાતને કહીને તને રાજપાટ અપાવું.તને કોઈ ટુંકારો કહેશે નહીં; પણ ઉલટાં સઘળાં તારી આજ્ઞામાં રહેશે.

**ધ્રુવ**— ગુરૂજી, એ રાજપાટ મને નથી જોઇતાં. હું શું મોટું લઇને પાછો આવું. અરે ? મારા પિતાએ પણ મને બોલાવ્યો નહિ. હવે તો શ્રી હરી એવા જે ઇશ્વર તે કૃપા કરશે તોજ પાછો ફરીશ, નહીં તો ઋષિજી, હું મારો દેહ તજીશ પણ પાછું ફરવાની વાત નથીજ.

**નારદ**— હે વત્સ, તું હજી બાળક છે, સંસાર તરફ વૃત્તી જશે અને રંગ ભોગ સાંભરશે, ત્યારે જોગ છોડવો પડશે. માટે હમણાંજ મારી સલાહ માની જા. દૂર જઇને પાછા વળવું પડે તેના કરતાં અવલથીજ વિચારીને ચાલીએ એ વધારે સારૂં. પછી શેઠે આવી શીરામણ માગવા જેવું થાય, ને તેથી જગતમાં અપકીર્તિ થાય.

**ધ્રુવ**— મુનીજી કદી મેરૂ ચળે, રવી પશ્ચિમે ઉગે,મહાસાગર માઝા મુકે, પણ ધ્રુવ આપ સરખા મહાત્માના આશીરવાદને પ્રતાપે કરીને પોતાનું સત્ય ચુકવાનો નથી. મારૂં મન મારીને, મારી ઇંદ્રીઓને તથા મનોવિકાર આ દેહના જે ષડ્ રિપૂ છે, તેમને વશ રાખીને ખરાં અંતઃકરણથી તપશ્ચર્યા કરીશ, ને કોઇ પણ પ્રકારે ડગવાનો નથી.

**નારદ**— (સ્વગત) આ બાળનું મન તો દ્દઢ છે. મેં એને ઘણે પ્રકારે

કર્યો, તોપણ એકજ વાત. એ બાળક છે, અને જેવી દ્રઢતા હાલ છે તેવીજ દ્રઢતાથી તપ કરશે, ને પ્રભુને આરાધશે તો, દયાના ભંડાર અને ભકતવત્સલ એવા જે ભગવાન તે તરત પ્રસન્ન થશે માટે હવે એને સત્ય માર્ગ દર્શાવું. (પણ હજી એક વાર તો લલચાવવું જોઇએ. જરા પણ ડગેછે.) ચાસન ધ્રુવ હું તને ફરી એક વાર કહુંછું કે તું પાછો તારા રાજમાં જા. જો ચાર જણાં જે અતી હઠીલાં કહેવાયછે, એક બાળક, માગણ, રાજા, લાડઘેલડી નારી, તેમાંનો પેહેલો એટલે તુ બાળક છે તેથી તેવો ન થા, અને પછી તને પસ્તાવું પડશે ત્યારે મને યાદ કરીશ. તું હમણાં મારી સાથે ચાલ. તને તારા પિતા પાસે મુકી આવું. તે તને ઘણાં લાડ લડાવશે, તારાપર હેત રાખશે, તને પરણાવશે, ને તેનું રાજપાટ, સઘળું, તને સ્વાધીન કરશે, એટલે તું રાજા થઈ નાના પ્રકારના સુખ ભોગવજે.

**ધ્રુવ**—ગુરૂ માહારાજ, હું ક્ષમા માગી કહુંછું કે એની એ વાત કરો નહીં. જો મને સન્માર્ગ બતાવવાની આપની ઇચ્છા ન હોય તો રેહેવા દો. હું આપને વગર કારણે રોકવાને ખુશી નથી. બેલાશક આપને રસ્તે પધારો, હું મારૂં ધાર્યું અને સૂઝતું કરીશ. (નમન કરેછે.)

**નારદ**—તેનો વાંસો થાપડીને, હે ધ્રુવ, હે બાળ, હે વત્સ, તારી દ્રઢતા, તારી મનોવૃતી, તારૂં મન, તારો આગ્રહ, ભક્તિભાવ જોઇ હું બહુજ પ્રસન્ન થયોછું. મેં આવું નહોતું ધારેચું કે તારી દ્રઢતા ખરા અંતઃકરણનીછે, પરંતુ તારૂં નશીબ કહી આપેછે કે તું મહાન પુરૂષ થવાનો છે. માટે હું તારા ભાવથી અતી હર્ષિત થઈ તપ કરવાની વિધિ કહુંછું તે સાંભળ.

**ધ્રુવ**— (તેને ચરણે નમીને) માહારાજ, ક્ષમા કરજો, મારાથી આપને અયોગ્ય વચન કહેવાઈ ગયાંછે પરંતુ ઋષીજી, એ શબ્દો મારા ક્રોધે બોલાવ્યાંછે, એટલે તે આપ મનમાં લાવશો નહીં. આપે તપની વિધિ મને શીખવવાની કૃપા

સહીત ઇચ્છા કીધી તો હું તે સઘળી શીખામણ આપ કહેશો તે એક મને સાંભળી, તે પ્રમાણે વર્તિશ, તેમાં કિંચિત માત્ર પણ તફાવત આવવા નહીં દઊં.

નારદ—પ્રથમ તને જે પૂછવાનું હોય તે સુખેથી પૂછ. તારા પૂછી લીધા પછી બાકી રહી જશે તે હું તને કહીશ.

ધ્રુવ— પ્રથમ તો, તપ કઈ જગાએ કરવું, કેવી રીતે કરવું, તથા કેવી રીતે વર્તવું, વિગેરે સર્વે વિધિ કહો. હે ઋષીજી, હું તો કેવળ અજાણ છું તેથી અથથી તે ઇતિ સુધી સઘળી હકીકત કહી જાઓ, માહારાજ હું આપનો મોટો આભાર માનીશ.

નારદ—તું પ્રથમ મધુવનમાં જા. ત્યાં યમુનાં નદીનું નિર્મળ જળ સદા કાળ વહ્યું જાયછે ત્યાં જઇ સાચે ભાવે શુદ્ધ અંતઃકરણે સ્નાન કરી મૃગશાળ, વાઘાંબર, કે દર્ભનું આશન કરવું; જળ, ફળ, ફુલ, પત્ર, ઇત્યાદી પ્રાશન કરવું, અને મદ, મત્સર, કામ, ક્રોધ, મોહ, લોભ વિગેરે આ સંસારિક પ્રાણીના જે મહારિપુ છે તેથી વેગળા રહેવું. વળી તપ કરનારનાં અતી ઉગ્ર તપથી, દ્વેષ અથવા ડરને લીધે સ્વર્ગ વાસી દેવતાઓ તેનું તપ ભંગ કરવાના પ્રયત્નો કરેછે તેમ તને પણ ફસાવી નાખવાની યુક્તિ કે માયા વાપરે તેથી ડગીશ નહીં. માતપિતા, ભાઈભાંડું, સગાંસહોદર, સ્નેહી કે દુશ્મન કોઇને સંભારવાં નહીં, રાજપાટનાં સુખને વીસારી દેવાં. ટુંકામાં એટલુંજ કે એક મને કરી શ્રી હરીનું સ્મરણ કરવું, તેના સ્વરૂપમાં પોતાનું ચિત્ત લગાડી દેવું, સઘળી ઇંદ્રિઓ વશ રાખવી એકજ પરમાત્મા જેનું સ્વરૂપ કેવું છે તે સાંભળ.

ઇંદ્રવિજય.

શીશ મુકૂટ મનોહર કુંડળ, કાનમેં મુક્રાકાર ધરેં હેં,
કોસ્તુભ માળ અરૂ કટી મેખળ, નેપુરને ઠમકાર કરેં હેં,
પાયમેં પદ્મ સુશંખ ગદા કર, ચક્ર ચતૂર કે ઠાઠ ઠરેં હેં,
એહી સ્વરૂપ સ્મરે ધ્રુવ તુ, અવિનાશિ ઘટો ઘટમાંહી ભરેં હેં. ૧

એવું જેનું સ્વરૂપછે, તેનું ચિત્તને વિશે ચિંતવન કર્યા કરવું.

અને વળી ॐ नमोभगवते वासुदेवाय ॥

આ મંત્ર જે દ્વાદશ અક્ષર કહેવાય છે, તે ખરે મને અને શુદ્ધ ભાવે જપ્યા કરજે; આવી રીતે જો તું તપ કરીશતો મારો તને સાચા અંતઃકરણથી આશીરવાદ છે, કે ખટ માસમાં તું ગરૂડપતિ ગોવિંદ એવા જે શ્રી ભગવાન તેનાં દર્શણ પામીશ. (તેના માથાપર હાથ મુકે છે).

ધ્રુવ— સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને માહારાજ, ગુરૂજી, આપની અમુલ્ય શીખામણ અને શુભ આશિરવાદ શીરપર ચડાવું છું, અને તે પ્રમાણે મારી કાયાને પૂર્ણ રીતે દમીને, ઇંદ્રિઓ વશ રાખીને, કોઇના છળ કપટથી ન ડરીને, ઇશ્વર આરાધના કરીશ. મારૂં તન અને મન તે એક ઇશ્વરને સ્વાધીન કરી દઇશ.

નારદ— હે ધ્રુવ, હે ભાઈ, (જ્ઞાની થયો માટે ભાઇ) હવે તું સત્વરે જા, અને તપ કરવાનુ શુભ કામ આરંભ, યમુનાં તટ હવે દુર નથી, કોઇનો ભય રાખીશ નહી, મારા આશીર વચનથી તારો કોઈ પરાભવ કરી શકવાનું નથી. અને મને પણ ઘણીવાર થઈ છે, માટે હું જાઊં છું.

ધ્રુવ— બ્રહ્મ પુત્ર આપ ભલે પધારો. આજ મારાં ધન્ય ભાગ્યકે આપ જેવા મહાત્મા અને પ્રતાપી પુરૂષનાં દરશણ થયાં. ઋષીજી આપનાં દરષણથીજ મારૂં કલ્યાણ થયું, એમ હું સમજુ છું, આપનો આભાર તો ભવોભવ પણ ભૂલવાનો નથી. હવે મને આજ્ઞા આપો. આપને આટલીવાર રોકયા માટે ક્ષમા કરજો, (નારદ ક્ષમા કરે છે ધ્રુવ તેને ચરણે નમે છે અને, પોતા પોતાને માર્ગે જાય છે).



# પ્રવેશ ૬ ઠો.

**સ્થળ રાજ મેહેલ.**

**રાજા, ઉત્તમ, સુમતી, વિદુષક, નારદ.**

**રાજા**—બેટા ઉત્તમ આજે સાંજરે ક્યાં ફરવા જવાનો વિચાર રાખ્યો છે?

**ઉત્તમ**—હે પિતા આજતો આપણા નવા બાગ જોવા જઇશ, પણ સ્વાર ચાર આપજો.

**રાજા**— પુત્ર, ચારના છ લઈ જજે એમાં શું,(સુમતીને) આ આપણો પુત્ર બહુજ ડાહ્યો થશે હો? બુદ્ધિ અત્યંત સારી છે. ભણવાપરતો એટલો ભાવછે કે તેનો વિદ્યા ગુરૂ ઘણીજ તારીફ કરેછે. હું જાણું છું કે મારી પાછળ એ મારૂં નામ રાખશે.

**સુમતી**—હા, હું કાશી યાત્રા કરવા ગઈ હતી ત્યારે રસ્તામાં જે જે ગામ અને શેહેરોમાં ઉતારો થતો, ત્યાંના રાજાના કુંવરોતો બાયલા જેવા બીકણ જોવામાં આવ્યા, આતો આટલી વારમાંથી હીંમતવાન છે. આપણા આ પાસેના બાગમાં એકલોજ ફરેછે, ને ગોઠીઆ સંગાથે રમત કરે છે, તે પણ ડાહી ડાહી, પોતે રાજા થાય, કોઇને પ્રધાન બનાવે કોઇને ફોજદાર બનાવે, પછી કોઈ ફરીયાદ કરવા આવે તો તેની વાત સાંભળી ન્યાય આપે; કહેછે ના કે પુત્રના લક્ષણ પારણેથી પાધરાં, તેમ આજથીજ એનાં લક્ષણ એવાં જોવામાં આવેછે,કે તે માહા પ્રતાપી થશે.(તેને ચુંબન કરેછે)

**રાજા**— છોકરો ધ્રુવ પણ સારો હો? મેંતો એને તે દિવસ કચેરીમાં જોયો, મેં તારે લીધે બોલાવ્યો તો નહીં, પણ એની બોલવાની ચતુરાઈ જોઈ હુંતો છક થઈ ગયો, ઇશ્વર દીકરા આપે તો એવાજ આપજે.

**સુમતી**—(છણકો કરીને) જ્યારે ઉત્તમની વાત કરીએ ત્યારે એનીએ વાત મોઢામાંની મોઢામાં, એ સારોછેતો એને પાસે રાખોને,

લાડ લડાવો, અમારા ઉપરતો આપને અંતઃકરણનું હેતજ ક્યાંછે? આતો પરાણે પ્રીત કરવા જેવું છે.

**રાજા—** ધ્રુવને નામે તને એવડાં મરચાં શાને લાગેછે, એ પણ મારોજ પુત્રછે કે નહી?

**સુમતી—** હાજતો, ત્યારેજ આવડું હેત આવેછે, ને રાત દિવસ ધ્રુવ ધ્રુવ કર્યા કરો છો, ઊંઘમાં પણ એનાં એ સ્વપ્નાં આવતાં હશે. એતો આપનો છોકરો અને ઉત્તમતો નહીં, એટલે તેના પર એટલું હેત ક્યાંથી આવે?

**રાજા—** પ્યારી હમણાં તો તું બહુ રીસાળ થઈ ગઇછે, સેજ સાજ વાત કરીએ તેમાં રીશ, ઔરાં કહ્યાં ત્યાં હદ, "હાથ ઝાલીયે તો ખાંડાં, ને પગ ઝાલીયે તો ખાંડાં" એ કહેવતની પેઠે છે. તારા કહેવા પ્રમાણે કરીએ તોપણ કંકાસ ન જાય હવે ધ્રુવનું મુદલ નામ નહીં લઊં તો ખુશી?

**સુમતી—** હું એમ ક્યારે કહુંછું, મનમાં આવે તેમ કરોને;

**રાજા—** હવે એ મા દીકરાનું નામ પણ નહીં દઊ પછી કંઈ?

**સુમતી—** તે હું કહેતી નથી, પરંતુ વાતે વાતે ધ્રુવ અને તેની માનાં વખાણ કરો, એ સારાં, એ રૂડાં, એ ડાહ્યાં, અને અમે તો જાણે કશામાં નહી. (રડવા જેવું મોઢું કરેછે)

**રાજા—** પ્રીયા, દીલગીર શા માટે થાયછે, તું અને ઉત્તમથી વધારે પ્યારૂ આ દુનીયામાં મને કોઈ નથી. પેહેલાં તમે પછી બીજાં.

**વિદૂષક—** દોડતો દોડતો આવીને ખમા, ખમા, માહારાજ ઘણું જીવો, આશીરવાદ છે.

**રાજા—** અરે આવડો ઉતાવળો દોડતો કેમ આવ્યો?

**વિદૂષક—** માહારાજ, આવવાનો તો ક્યારનોજ હતો, પરંતુ મને કામ હતું, તેથી નીકળી શકાયુ નહીં, આજ તો વિચાર કર્યો કે જવું, ને હર્ષ તો હતોજ તેથી ઘેરથીજ મુંઠીઓ વાળીને દોડતો આવ્યો. વચમાં દમ ખાધો હોય તો દાદાના સમ.

**રાજા—** એવડું શું કામછે?

**વિદૂષક—વધામણી આપવા આવ્યોછું, વધામણી, (વાંકોવળી હસેછે)**

રાજા— એવી શી ખબર લાવ્યાછો કે વધામણી આશે.

વિદૂષક—એવી પણ હોય.

સુમતી—એવી તે શું હોય.

વિદૂષક—માહારાજના કરતાં આપને ગમતી વિશેષછે.

સુમતી—ત્યારે તો ઝટ કહી દે.

વિદૂષક—કહું શું? હમણાં તો પૈસા વાળા થયા છીએ, પૈસા વાળા, ખૂબ કમાયા.

રાજા— શું કમાયો અલ્યા?

વિદૂષક—(વીંટી હાથમાં લઈ રાજી થતો થતો) આ મુદ્રીકા.

રાજા— (જોઇને) અરે આ વીંટી તો મેં ધ્રુવની માને આપી હતી, તે તારે હાથે ક્યાંથી આવી! સત્ય કહે.

સુમતી—હા, આંહીનું ત્યાં ને ત્યાંનું આંહી ભરાવે ને જૂઠી વાતો કરે એટલે સુરતીને વાતો કહી ભોળવીને લાવ્યો હશે.

વિદૂષક—સુરતી બુરતીને તો દીઠીએ નથી, અરે તેને જુએ તો કંઈ માસ થઈ ગયા બાકી જેણે દીધી છે. તેણે પણ ખુશીથી આપી છે.

રાજા— ત્યારે કોણે આપી?

સુમતી—માહારાજ બીજું કોણ આપે? એને ટેવછે કે વાતને લંબાવી લંબાવીને પછી માની જાય.

વિદૂષક—ખરી વાતછે બાઈ સાહેબ, તમારા હિતની વાત, મોટી આશાએ દોડતો દોડતો મારાં કરોડો કામ મુકી કહેવા આવ્યો, તો ઠીક શીરપાવ આપોછો.

રાજા— પણ ત્યારે હવે ઝટ કહી દે.

વિદૂષક—કહું શું, એતો સટક સીતારામ કરી ગયા તે.

રાજા— ચમકીને હે!! સટક સીતારામ? કોણ કોણ?

રાણી— વળી કોણ ગયું?

વિદૂષક—આપનો કંટક બીજુ કોણ, હુંતો નહીંજ?

રાજા— તું શું કહેછે? તારા બોલવાપરથી જણાયછે કે કાંઈ માર્મિક

અને વિપરીત વાત થઇછે. નજીવી ગણી નાખી દીધા જેવી નથી.

વિદૂષક—વાતતો એવીજછે, પણ આંધળો જેમ ભીંતમાં ભટકાય, ત્યારે તેને ખબર પડે કે ભીંતછે, અને મૂરખ તરસ્યો હોય તો પાણી પીને ઘર પૂછે, તેમ આપને પણ જાણવાને એમ મોડું થઈ ગયું.

રાણી— ભાઈ વેહેલો થા ઝટ કહી દે.

વિદૂષક—કહું શું હુંતો એની હુશીઆરી અને યાદશક્તિ ઉપર ફિદા થઈ ગયો છું. મારે વહાલે જગતમાં કહેવાતો દુહો, ભલો યાદ રાખ્યો, યાદ રાખ્યો તો રાખ્યો, પણ તેમ કરી બતાવ્યું.

રાજા— દુહો શો, કરી દેખાડ્યું શું, અને કોણે તે કહે.

વિદૂષક—માહારાજ સાંભળો.

દુહો.

સુન ભાઈ માધા, નવ તેરકા આધા;
તેતીસકા તીજા ભાગ, છ પાંચકા હુઆ લાગ;
હમારા કહ્યા કરો, તો નવ ઉપર દો ધરો.

એ દોહરો, ને એમાં લખ્યા મુજબ પોતે અગીઆરા ગણ્યા. અને, કોણે, તો કે આપના કુમારે, અરે અણમાનેતીના પુત્ર ધ્રુવે.

રાજા— અરે, એ ક્યાં ગયો?

વિદૂષક—ક્યાંને ક્યાંના કાન કાપવા, માહારાજ સારે કામે જાય ત્યારે "શીદ" કરીને પૂછાય "ક્યાં"તો અપશુકનીયો શબ્દછે.

રાજા— ક્યાં ગયો.

રાણી— ગયો હશે મોશાળ બીજે ક્યાં જશે.

રાજા— રહે રહે, મને પૂરૂં તો પૂછવા દે, પછી તારૂં ડાહાપણ ડોળ, મારો ધ્રુવ ક્યાં ગયો?

વિદૂષક—વનમાં.

રાજા— હે!! વનમાં!! શા માટે?

વિદૂષક—સૂતો જાગે પણ જાગતો ન જાગે, ન જાણતો હોય તેને

જાણીતો કરાય, પણ જાણીતો હોય તેને શું કરાય.

**રાજા**— અરે હું ખરેખર કાંઈ જાણતો નથી.

**વિદૂષક**—હા મહારાજ, ભૂલી ગયા હશો, રાજા ખરાના, અર્ધી બોલ્યા ને અબી ફોક (રાત્રે જમ્યા શું હતા તે સાંભરેછે)

**રાજા**— અરે પણ એ એકલો શા માટે ગયો હશે?

**સુમતી**- રાજેંદ્ર, એતો મશ્કરી કરતો હશે, આપ આમ ચિંતામાં શું પડ્યા?

**વિદૂષક**—બાઈ સાહેબ આપતો ઓરમાઈ છો, પણ રાજા તો ઓ-રમાઈ નથી, જે મશ્કરી ભાસે, પેટનાં છોકરાં સૌ સરખાં.

**રાજા**— પણ તે શા માટે જતો રહ્યો તેતો કહે?

**વિદૂષક**—તે દહાડે ધ્રુવ આંહી આવ્યા હતા ત્યારે, ભરી કચેરીમાં આપે તો બોલાવ્યા નહીં, એટલુંજ નહિ, પણ બાઇસાહેબે તેને જે વચન કહ્યાં, તે તેણે જાણે દુઆદ કલમ સાથે ન હોય તેમ છાતીમાં લખી રાખ્યાં, ને તેથી ક્રોધ ચડતાં ચાલી નીકળ્યા, રજપૂત બચ્ચો તો ખરો, એ ટુંકારો કેમ સહે? રંગછે એને રંગછે, બસ.

**રાજા**— નકી જતો રહ્યો!

**વિદૂષક**—નકી માથે શું સીંગડાં હોય?

**રાજા**— (મનમાં પ્રીતી ઉતપન્ન થયાથી) અરેરેરે !!! હું કેવો મૂરખ, કેવો અવિચારી, કેવો અણસમજુ, કેવો ભાગ્યહીન, રાજા તે રાજાજ મૂરખ હોય તેને લોક કહેશે કે "એતો રાજા માણસ છે" એ કહેવત હવે મને બરાબર ખરી લાગી. સ્ત્રીને વશ થઈ, અરે મોહાંધ થઈ, દેવતાને દુર્લભ એવો જે મારો વહાલો પુત્ર તેનો મેં તિરસ્કાર કર્યો, અને તેથી તે પાંચવરસની બાલ્યાવસ્થામાં જતો રહ્યો, ધિક્કછે મને અને ધિક્કછે તને સુરતી? અરે દૈવ? હવે શો ઉપાય કરૂં કે એ પાછો આંહી આવે?

**સુમતી**—સ્વામીનાથ? આપ આમ તે શું કલ્પાંત કરતા હશો?

**રાજા**— તમે સ્ત્રી જાત, તેને દયા તો હોયજ નહીં, મને તેંજ અંધ કીધો, અને તેથી મેં મારો પુત્ર ખોયો. અરે ભગવાન, હવે હું ધ્રુવનું મોઢું ક્યાં દેખું,(ગભરાઈ જઈ મુર્છાખાઈ પડેછે)

**સુમતી**—(ગભરાતાં) દાસી, ઓદાસી, જલદી થંડા પાણીનો લોટો લાવ? (દાસી પાણી લાવેછે તે રાજાના મુખ પર છાંટી, તથા પવન નાખી તેને સાવધ કરેછે.)

**રાજા**— (જાગૃત થઈ પ્રધાનને બોલાવેછે, પ્રધાન આવેછે એટલે તેને) પ્રધાનજી આપણો ધ્રુવ રીસાઇને વનમાં જતો રહ્યો છે, માટે તમે, ફોજદાર, વગેરે એકદમ ચડી જાઓ, તેમજ જૂદે જૂદે સ્થળે અને જૂદી જૂદી દિશાએ ઘોડે સ્વારો મોકલી ખોળ કરાવો, કે તે જ્યાં હોય ત્યાંથી સમજાવીને તેડી લાવે, જે સમજાવી લાવશે તેને નિહાલ કરીશ.

**પ્રધાન**—કૃપાનાથ, આપની આજ્ઞા માથે ચડાવીને તે પ્રમાણે હમણાંજ કરૂં છું, આ વાત નાની નથી. રાજપુત્ર રીસાઈ ગયા? હરીહરી!! નિશ્વાસ નાખી જાયછે (અને સિપાઇને) સિપાઈ સો ઘોડેસ્વાર તૈયાર થાઓ? (સ્વાર તૈયાર થયા એટલે સૌ જૂજવી દિશાએ ચડી જાય છે.)

**રાજા**— (રાતને વખતે પલંગપર પોઢેલોછે, પણ ઊંઘ આવતીનથી તેથી) શિવ શિવ!! બળ્યો મારો અવતાર, બળ્યો મારો જન્મારો, બળી મારી સાહેબી, સત્તા, કિર્ત્તી, અરે એ બધાને માથે પાણી ફર્યું, રાજપુત્ર, અરે મારો વહાલો પુત્ર રીસાઇ ગયો? હરીહરી!! મારી પાસે આવ્યો હતો, તે વખતે તેને જરાક બોલાવ્યો હોત તો આવો દિવસ ઉગતે નહીં. સુમતીએ તેને કેવાં મેણાં માર્યાં, તોપણ હું મુંઢ કશું ન બોલ્યો. સ્ત્રી વાંસે એવો આંધળોભોંત થઈ ગયો હતો? ધિઃક્કછે મને, (ઝળઝળીઆં આવેછે) હવે તો પ્રધાનની રાહ જોઉછું, તે જો તેને સમજાવી ફોસલાવીને તેડીલાવે તો કેવું સારૂં?

**સુમતી**—(અંદર આવીને) સ્વામીનાથ, આજે કેમ ઉંઘ નથી આવતી?

**રાજા**— હવે તો ધ્રુવને દેખુ ત્યારેજ ઉંઘ આવે, અરે નહીં તો મારે મરવું પડશે. તારૂં મોઢું મારે નથી જોવું. આ સઘળા દુઃખનું કારણ એક તું છે, શું મોઢું લઈ આંહી આવી છે? જા, મારો ધ્રુવ આવે તે પછી તું મારી પાસે આવજે, તેંજ મારો ભવ ખોવ્યો. અરે! મારી સાત પેઢીને કલંક લગાડયું.

**સુમતી**—પ્રાણનાથ, આવું થવાનું મેં સ્વપ્નામાં પણ નહોતું ધાર્યું. હવે તો મને પણ બહુજ પસ્તાવો થાય છે. રાત્રે ઉંઘ આવતી નથી, કે દિવસે અન્ન હરામ થઈ પડયું છે. માહારાજ મને રાજ મોહને લીધે અંધાપો આવી ગયો હતો, હવે ચક્ષુ આવ્યાં, પ્રાણાધાર હું કેમ કરૂં, મારાથી બની ગયું, ક્ષમા કરો (રડેછે)

**રાજા**— તેં તારી જીભ હલાવી ન હોત તો આવો દુઃખનો વખત આવત નહીં.

**સુમતી**—પ્રાણનાથ? પ્રધાનજી ચડી ગયાછે, બીજા ઘણા સ્વારોને જૂદી જૂદી તરફ મોકલ્યા છે, તે કાલે તેડી લાવશે. માટે આપ જરા શાન્ત થઇને પોઢો; હું ચરણ તલાસું.

(રાજા સુવેછે, રાણી તેના પગ ચાંપેછે, ને બંને નિદ્રા વશ થાયછે.)

**રાજા**—(સવારમાં નાઈ ધોઈ દીલગીરીમાં) અરે, પ્રધાન પણ ન આવ્યા; ધ્રુવનો પતો લાગ્યો હોય તેમ જણાતું નથી. એટલામાં પ્રધાન આવેછે.

**પ્રધાન**—માહારાજ, આપનો અખંડ પ્રતાપ રહો. ( એમ કહી નમન કરેછે.)

**રાજા**—કેમ શું થયું?

**પ્રધાન**—કૃપાવંત, પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એ ચારે દિશામાં સોસો બબે સો ગાઉ સુધી ભટક્યા, પરંતુ ધ્રુવજીનો પત્તો નથી. માહારાજ, (ગળગળો થઇને) મેં મારાથી બનતી

મેહેનત લેવામાં ખામી રાખી નથી, પણ આખરે નિષ્ફળ થઈ વળવું પડ્યું.

**રાજા**—"કહાની લાગી કરમકી લે ભૂતકા નામ" તેમ થયું. કરમ વાંકાં તો તે મળે ક્યાંથી, કોણ જાણે ક્યાં ગયો હશે! હવે હું શું કરૂં. મને એકે વાત રૂચતી નથી. રે! ભગવાન. (રડેછે) ને નારદમુની આવેછે.

**પ્રધાન**—માહારાજ, હું રજા માગુંછું. (જાયછે.)

**નારદ**—ભજ મન નારાયણ નારાયણ, ભજ મન નારાયણ નારાયણ, નારાયણ નામ સ્મરામિ, ભવસાગર પારતરામિ, ભજ મન. (ઉપર પ્રમાણે બોલતા આવતા જોઈ રાજા તથા રાણી ઉભા થઈ આસન આપી અતી ભાવથી તેની પૂજા કરી પાસે બેસેછે.)

**રાજા**—મહાન ઋષિજી, આજે મારાં વડાં ભાગ્ય કે આપ માહાત્મા નાં દર્શણ થયાં.

**નારદ**—જે સત પુરૂષ સદાચારથી વર્ત્તી ઈશ્વર ભક્તિમાં ભાવ રાખે છે, તે ગમે તેવો હલકો હોય તોપણ તેને ત્યાં જવામાં અમે કશી પણ અટક ન લેખતાં ઉલટું માન સમજીએ છીએ. તેમ તમે સદાચારી અને ભક્ત જન છો તો આંહી આવવાની અમારી ફરજ છે. પરંતુ રાજા? આજે તારો ચેહેરો મને બહુજ શોકાતુર લાગેછે, તેનું કારણ શું? એવડું મોટુ સંકષ્ટ તારા સરખા સમર્થ રાજા જેના સૈન્યનો પાર નથી, મોટા મોટા ભૂપાળ જેને ખંડણી આપી, હુકમને તાબે રેહે છે, નગારાં પર ડાંડી વાગતે નવ લાખ ઘોડું તૈયાર થાયછે, તેના પર શું દુઃખ પડ્યું છે?

**રાજા**—(નમન કરીને ગદગદ કંઠે)હે ઋષિજી આપતો સર્વજ્ઞ અને સર્વ વ્યાપક છો, તેથી હું શામાટે દીલગીર છું, તે જાણતા હશોજી, તોપણ મને પૂછોછો તો યથાર્થ વાત આપની પાસે નિવેદન કરૂંછું.

**નારદ**—હે નૃપ, પોતાનાં દુઃખની વાત મનમાં રાખી બળતા રેહેવું

તેના કરતાં બીજાને કહેવી એ સારૂં છે, કેમકે તેમ કર્યાંથી કેટલીક દીલગીરી ઓછી થાય છે.

**રાજા**—એક દિવસ હું કચેરીમાં બેઠો હતો, આ સ્ત્રી મારી પાસે હતી, અને આ મારો કુંવર ઉત્તમ મારે ખોળે બેઠેલો હતો, તેવામાં મારો બીજો કુમાર ધ્રુવ પણ આવ્યો. અરેરે મને એ વાત કરતાં ઘણી શરમ લાગેછે, અને મારી મૂર્ખાઇનો પસ્તાવો થાયછે. (આંખમાં ઝળઝળીઆં આવેછે.)

**નારદ**—રાજા આ શું!! તારા સરખા ધૈર્યવાન પુરૂષને આ શું થયું છે, કે એક વાત કરવા માંડતાં તે પૂર્ણ કર્યા અગાઉ છાતી ભરાઈ આવેછે. હિમત રાખી એવડું શું દુઃખછે તે કહી દે.

**રાજા**— તેનાં કપડાં ફાટેલાં, માથે ચોથરીઆં મોળીઆં બાંધેલું. ઉપાન તો હોયજ ક્યાંથી, અરે મેં તેને પૂરા રોટલા ખાવા પણ ન આપ્યા. (ગળગળો થાય છે) એવે વેશે તે મારી પાસે ઉમંગથી આવ્યો, અને મને ઘણા હેતથી બોલાવવા માંડ્યો. "બાપા એક વાર બોલો; હું ઘણે દહાડે આવ્યાછું માટે બોલો," એવી રીતે ઘણું કરગર્યો, પણ હું મૂરખ આ સ્ત્રીપર અંધ થયો હતો, મારૂં હૈયું ફુટી ગયું હતું, તે બોલું શાનો! કેમે કર્યા ન બોલ્યો ત્યારે પોતાને હાથે કરીને (આહાહા! તેના હાથ મને કેવા કોમળ લાગતા હતા) મારી હડપચી ઝાલી બોલાવવા લાગ્યો, ત્યારે મેં મોહું ફેરવી દીધું.

હું કેમ કર્યા ન બોલ્યો ત્યારે તેણે તેની માને વીનવીને કહ્યું કે મારા પિતાજીને કહો કે મને બોલાવે ને ખોળે બેસાડે. આ સ્ત્રી તો મૂળ કારણ હતી કે જેની પ્રેરણાથી હું પણ ન બોલ્યો. તેણે તો મને બોલવાનું કહેવાને બદલે બળતામાં ઘી રેડ્યા જેવું કર્યું, અરરર!! શિવ શિવ!! તેથી આ દિવસ આવ્યો.

**નારદ**— તેણે શું કહ્યું?

રાજા સ્ત્રીની મતિ પાનીએ; તેથી તેણે વિચાર્યું કે જો ધ્રુવને

મેં એક વાર સરખો બોલાવ્યો, તો તે એવો હુંશીઆર છે કે તેનાપર મારી પ્રીતિ થશે, અને તેથી એ મા દીકરાનાં માન ઘટી જશે. પછી જ્યારે ધ્રુવ અતિ કરગર્યા ને મને બોલવાની પ્રેરણા કરવાની ઘણીજ વિનંતી કરી, ત્યારે તેની માએ તેને ક્રોધથી કહ્યું કે હે ધ્રુવ? તું અને તારી મા એવાં ભાગ્યવાન નથી કે માહારાજનાં માન તમને હોય, માટે હે અભાગણીના છોકરા, તું આંહીથી જઈ તપ કર, અને તારી આ દેહ છોડી ફરી મારે પેટે જન્મ લે, તો તું માહારાજના ઉછંગમાં બેસવા પામ.

**સુમતી**—મારા કહેવાથી ધ્રુવ રીસાઇ જશે અને ચાથરૂં ફાડતાંઆર ફાડ્યા જેટલું કરશે એમ મેં જાણ્યુ ન હોતું; નહીં તો બોલાવત કેમ નહી. એ મારી મૂર્ખાઇને માટે મને અતીશય પશ્ચાતાપ થાય છે.

**રાજા**— ધ્રુવ તેના આ શબ્દો સાંભળી મન ભંગ થઈ રડતો રડતો ચાલી નીકળ્યો, અને હું આ સ્ત્રી પછવાડે એવો અંધ થઈ ગયો હતો કે તે એટલું બધું બોલી તોપણ તેને બોલતાં વારી નહીં, ને જેમ પીંજરામાં પૂરેલો પોપટ, તેનો ધણી ગમે તેવું આડું કરી નાંખે તોપણ બોલી શકે નહી, તેમ હું પણ તેનું કહેવું સાંભળી રહેતાં એક અક્ષર પણ બોલ્યો નહીં. અરે હું કેવો મૂર્ખ કે તેને બોલતાં અટકાવી શક્યો નહીં. માહારાજ, મારા જીવતરને તેમજ જેઓ સ્ત્રીને વશ થઈ ગમે તેવાં આડાં કર્મો કરેછે, તેને ધિક છે (રડે છે).

**નારદ**— હે રાજન, શા માટે દીલગીર થાઓ છો. મનુષ્ય માત્રના ભવિષ્યમાં જેમ લખ્યું હોય તેમ થાય છે, છતાં આટલો કલ્પાંત કરી તારા આત્માને શા માટે સંતાપમાં નાંખે છે. આ સંસારને વિશે મનુષ્યપર જે સુખ દુખ પડે છે તે તેના પર પડવાની અવશ્યતાને લીધેછે, અને તે અવશ્યતા તેનાં ભાગ્યપર આધાર રાખે છે. અને જે એવી રીતે અ-

વશ્ય બનવાનું છે તેમાં કોઇથી પણ મીન મેષ થઇ શકતું નથી. વિશ્નું અને મહેશ જે માહાદેવજી તેને પણ તે વેઠવું પડ્યું છે. જુઓ તે પરથી હું તમને એક શ્લોક કહું.

अवश्यंभाविनो भावा भवन्ति महता मपि ।
नग्न त्वंनीलकंठस्य महाहिशयनं हरेः ॥

હે રાજન, જો માહાદેવ અને વિશ્નુ જેવા મહા પ્રતાપી પુરૂષોને પણ ભવિશ્ય વેઠવું પડ્યું તો પામર મનુષ્યને તે ભોગવવું પડે તેમાં નવાઇ નથી. સંસારને વિશે જેનું જેમ, અને જ્યારે થવાનું હોય તેમ, અને ત્યારે જરૂર થાય છે. માણસ તો માત્ર જુઠો ભાર ઉઠાવે છે, બાકી દૈવની મરજી અને મદદ વગર કશું બનતુ નથી એ નકી સમજ, કેમકે—

यथा ह्येकेनचक्रेण न रथस्य गतिर्भवेत् ।
एवं पुरुष कारेण विना दैवं न सिद्धति ॥

હે રાજા દૈવની ગતિ ગહન છે તેને કોઇ જાણી શકતું નથી; માટે જે થાય તે શાન્ત રહી ભોગવી છૂટવું એ ડાહ્યા અને જ્ઞાની પુરૂષનાં લક્ષણ છે.

રાજા— એ તો બધું સત્ય છે, અને હું પણ તે સમજુ છું; પરંતુ મારો જીવ સ્થિર રહેતો નથી. મને આ સંસાર વિષ સમાન થઇ પડ્યો છે. ધ્રુવનું મોઢું જોયા વગર હવે હું એક ક્ષણ પણ જીવી શકવાનો નથી. માટે એ મારો વહાલો તનુજ, અરે મારા કુળનો દીપક ક્યાં ગયો; તે જો મને બતાવો તો હું, જાતે ત્યાં જઇ ગમેતેમ કરી ફોસલાવી લાવું.

નારદ—તમે શ્રી પુરૂષ ખેદ ન કરો. એ બાળક મને મળ્યો હતો, તેને પાછો વાળવા મે ઘણા પ્રયત્ન કર્યા ને તેને ઘણો સમજાવ્યો, પરંતુ તેનો નિશ્ચય અને ભગવત પ્રીતિ એવાં દ્દઢ જોયાં કે, રવિ ચળે પણ ધ્રુવ ન ચળે; મોટા મોટા ઋષીઓ, મુનીઓ, તપસ્વીઓ, યાજ્ઞિકો પણ એવા દ્રઢ

મનના અને સ્થિર વિચારના હોતા નથી. આવી તેની દૃઢતા જોઈ તો પણ મે તેને શામ, દામ, દંડ, ઇત્યાદિથી લલચાવવા માંડ્યો પણ જરાએ ડગ્યો નહીં, ને પોતાની હઠ પકડી રહ્યો, ત્યારે તો મેં પણ જવા દીધો.

**રાજા**—(નિશ્વાસ નાંખીને) તે આપને ક્યાં મળ્યો હતો? અરે મારો લાડકવાયો કુંવર ઘરનો ઉમરો ઓળંગી બહાર ગએલો નથી તે વનની વાટે એકલો કેમ જશે? હું તેને હમણાં સમજાવી લાવું. (ઉભો થાય છે.)

**નારદ**—હે નૃપ! ધૈર્યતા ગ્રહણ કર, તે તને એમ મળવાનો નથી; તારો પ્રેમ બતાવવાનો વખત ગયો છે. મને દેખાડવાને હવે શોચ કરવો ઉચિત નથી.

**રાજા**—અરે, મારાતો પ્રાણ ઉડી ગયા છે, મારૂં શરીર બળે છે, મારા અંતરમાં આગ લાગી છે, ને આપને હસવુંથાયછે.

**નારદ**—જો અંતરમાંથી પ્રીતી હતી તો પોતાની સ્ત્રીને બોલવાજ કેમ દઇએ?

**રાજા**—હે મુનીંદ્ર, હું આપને શું વર્ણવી કહું. મારૂં હૈયું તે વખતે ફુટી ગયુ હતું.

**વિદૂષક**—હવે ફુટેલું હૈયું સાજું થયું છે. મેં પ્રથમ કહ્યું ત્યારે સતર કલાકેતો મારી વાત ખરી માની. સુમતીએ કુમતિ સૂઝાડીહો.

**સુમતી**—મેં પણ ન કરવાનું કર્યું. હવે બહુજ પરતાવો થાય છે ને મારા ધ્રુવનો ચેહેરો યાદ આવી મારૂં કાળજુ કપાઈ જાય છે. ભલા ભગવાન, મેં તે કોમળ બાળકને શા માટે સંતાપ્યો? મારૂં ક્યાં ભલું થશે?

**રાજા**— અરે!! મારા પુત્રને વનમાં કાઢીને હું સુખે બેસી કેમ રહું? ધ્રુવ, મારા લાડકવાયા તનુજ, તારાથી તપનાં દુઃખો કેમ વેઠાશે, નિર્ધન અને માન વગરનો તોપણ રાજ પુત્ર. અરે! વનમાં તો વાઘ, વરૂ, સિંહ,ઇત્યાદિ હિંસારી પશુઓ વસતાં હશે, તેને દેખીને તેને ઘણો ડર લાગશે. વળી આ સૃષ્ટિના નિયમ પ્રમાણે, વાયૂ, વરસાદ, ટાઢ, તડકો પડશે,

તે તારા સકોમળ શરીરથી કેમ સેહેવાશે? જે પટકુળને રેશમી લૂગડાં પેહેરતો તે મૃગ છાલ કેમ ઓઢશે? જેનાં શીશ પર મોળીઆં રેહેતાં અને રેશમથી પણ અતી સુકુમાર સુશોભીત વાળની અંદર સુગંધીદાર તેલ નંખાતું તે જગા પર જટા કેમ રાખી શકશે? હે પ્રભુ મારો વહાલો પુત્ર જે ઘોડે ચડી ફરતો, પગે કદી પણ બાહાર નીકળ્યો નથી, વળી જે સવામણની સેજપર સુતો તે પગે ચાલી, કાંટા પર કેમ શયન કરશે?

**સુમતી**—(રડતી રડતી) વાહ! પ્રભુ, મને એવી બુદ્ધિ ક્યાંથી સુઝી, મારા કયા ભવનાં પાપ લાગ્યાં કે ધ્રુવ જે મારો ઉત્તમ જેવોજ વહાલો પુત્ર તેને રીસવ્યો.

**રાજા**— હરી હરી!! મારો ધ્રુવ દરરોજ સાતવાનાની સુખડી જમતો તે વનમાં ફળ અને ફુલ કેમ પ્રાસન કરશે? જે ઘડીએ ઘડીએ તરસ્યો થતો તે દિવસોના દિવસ જળ વિના કેમ કાઢી શકશે? રામ રામ!! મેં દુષ્ટ બુદ્ધિવાળાએ તેને જરા પણ સુખ ન દીધું, અરે ભગવાન, તારે મને આવાં દુખના દહાડા દેખાડવા હતા તેનાં કરતાં મારૂં મૃત્યુ આણ્યું હોતતો સારૂ.

**નારદ**— હવે આમ શોચ કરવે કાંઈ વળવાનું નથી, ધ્રુવ હવે પોતાની સાધના સંપૂર્ણ થયા વગર આંહી આવે એ વાત બનવાની નથી.

**સુમતી**—મારાથી ધ્રુવ વિના રેહેવાશે નહીં, જે પુત્રને હું દેખતી તો આંખે ઝેર આવતું, તેજ પુત્રનો વિયોગ મને એવોતો ખટકે છે કે મારા હૈયામાં હોળી સળગી રહી છે, મને મારા પાપનો પસ્તાવો ખરા અંતઃકરણથી થાયછે. હે વિધાતા મેં તારૂં શું બગાડ્યુ હતું, કે મારેજ હાથે આવું ભુંડું કામ કરાવી, મારા કુકર્મનો મનેજ પસ્તાવો કરાવી, મારા આત્માને બાળેછે? સંસારમાં સાર વસ્તુ એ પુત્ર, પુત્ર વગરનો જન્મ એ મોટો નિર્ભાગ્ય કહેવાય. અરે! હું પણ મારો ધ્રુવ જતો રેહેવાથી વંઝા જેવીજ થઈ રહી હોઉં એમ મારૂં

મન બળ્યા કરેછે. રે પ્રભુ, આ કૂકર્મ અને આ કાળો ચાંલ્લો મારા કપાળમાં શા માટે ચોટાડ્યો. હવે હું ક્યાં જાઉં, ને શા ઉપાય કરૂં (રડતી રડતી) માત, તાત, ભાઇ,ભાંડુ, કાકા, મામા, સર્વે સગાં સ્નેહીઓમાં પુત્રનું સગપણ સાચું છે. હે હરી? તેં તેનો વિયોગ શાને કરાવ્યો? હું એકલી કેમ રહી શકીશ.

નારદ— આ સંસારને વિશે, સગાંસહોદર, સર્વે પૂર્વજન્મના સંબંધે અવતરે છે. પિતા ને પુત્ર, પતિ ને પત્નિ, ભાઈ ને બેન, આદિ જે સંબંધી હોયછે, તેઓની વચેનું પરસ્પરનું લેહેણુદેણ પૂરૂં થએથી સહુસહુને રસ્તે પડેછે, તેટલા વખતમાં જે સાથે જે જે અને જેવાં કારણો બનવાં સરજ્યાં હોય તે સાથે તે તે અને તેવાં તેવાં કાર્યો અવશ્ય બનેછે, તેમાં કોઇથી પણ કિંચિત માત્ર ફેરફાર થઈ શકતો નથી. જે થવાનુંછે તે દૈવની ઇચ્છાએ કરીને થયા કરેછે, માટે જે વાત આપણા ઉપાયથી બહારછે. તે બનવાથી હર્ષ કે શોક કરવો તે કેવળ વૃથા છે. આ સંસાર ક્ષણભંગુર એટલે એક ક્ષણમાં ભાંગી જાય એવો છે, એક પલક પછી શું થશે તે આપણે જાણી શકતા નથી. માટે જેવા દિવસ ઇશ્વર આપણે માથે આપે તેવા શિરતાજ કરી તેમાં સંતોષથી રેહેવું એ સૌથી સારો અને સુખી થવાનો રસ્તોછે. કારણ કે संतोषं परमं सुखम्.

રાજા—હે મુનેંદ્ર આપ યોગ્ય કહો છો, કિંતુ એ પુત્ર વિના આ રાજને, આ પાટને શું કરૂં, આ ધનને આ ધામને શું કરૂં, આ સૈન્ય અને આ સાહેબીને શું કરૂં, આ સત્તા અને અમલને શું કરૂં, આ સુખ અને સંતોષને શું કરૂં. અરે મારે માથે કલંક લાગ્યું, મારી સાત પેઢીનું નામ મેં બોળ્યું, કે એક સ્ત્રીને વશ થઈ તેની કટક ભરેલી પ્રેરણાથી દીકરો જે દેવતાને દુર્લભ તેને વનમાં કાઢ્યો. આ પાપનો અંત

કોણુ જાણે ક્યારે આવશે. હે સર્વ શક્તિવાન સર્વેશ્વર મને મૃત્યુ આપ. મારી દોરી ખેંચી લે, હું આ દુનીયામાં હવે શું મોઢું લઇને ફરૂં, શીવ, શીવ, શીવ, !!!

નારદ—તમે પતિ પત્નિ સંતાપ અને કલ્પાંત કરવાં છોડી દ્યો, ધ્રુવ તો યમુના તટે, અતી શુદ્ધ શરીરે, એક મને, એક ચિત્તે, પંચેંદ્રી જીતી તમામ મનોવિકાર અને આ શરીરના ષટરિપુને વશ રાખી તપ કરેછે. મેં તેને મંત્ર શીખવ્યો છે. તે જપતો જપતો સર્વેશ્વરનાં સ્મર્ણમાં લીન થઇ ગયોછે. અને તેને કશી વાતની આધી, વ્યાધી, કે ઉપાધી છેજ નહીં એમ હું જ્ઞાન દ્રષ્ટીએ જોઉછું, તો દીઠામાં આવે છે, અને તેનું તપ એવું ઉગ્ર થશે કે તેથી, ઇંદ્રાસન ડોલી જશે, તેત્રીસક્રોડ દેવતા ત્રાસ પામી જશે,મેરૂ ચળવા તૈયાર થશે, શેશનાગ ધરાનો ભાર ઝીલી શકશે નહીં, એવાં ઉત્તમ પ્રકારનાં તપને લીધે ઇશ્વર જે સચરાચર પણ અદ્રશ્ય છે, તેનાં દર્શણ પામી ધ્રુવ પાછો તમારી પાસે આવશે, તમને વિયોગની વેદનાથી મુક્ત કરશે, અને સઘળાં સુખી થશો.

(હવે હું જઉછું.)

રાજા—આપના પધારવાથી મને બહુજ આનંદ થયોછે, આપની શિક્ષાથી મને કેટલીક ધીરજ સાથે જ્ઞાન ઉત્પન્ન થયુંછે.

સુમતી—રૂષી માહારાજ, મારાથી જે ભયંકર, પાપી, અને અનર્થ ભરેલું કામ બની ગયું તેને માટે હું માહા માહા પસ્તાઉં છું, અને આપની શીખામણથી મારા ·હૃદયનું અંધકાર જે અજ્ઞાન અને રાજમોહ તથા ઈર્ષા તેનો એકદમ સંહાર થઈ જઈ જ્ઞાનરૂપી અજવાળું થયુંછે અને તેથી મારા ધ્રુવનો વિયોગ હવે મને એવો તો ખટકે છે કે હે રૂષીજી, મને આ સંસારમાં વધારે વાર જીવવું એ કડવું ઝેર જેવું થઈ પડ્યુ છે.

(રડેછે.)

નારદ—રડવાનું કે કલ્પાંત કરવાનું કાંઈ કારણ નથી, તમારો ધ્રુવ માહા પ્રતાપી, માહા કિર્તિવાન, માહા યશવાન થશે અને

તેને અચળ પદની પ્રાપ્તી થશે. તમે જાણો છો કે મને તો એવો શ્રાપ છેકે એક કામદુધા દોહોવાય એટલા વખતથી વધારે એક સ્થળે બેશી શકું નહી, તેથી હું હવે રજા લઊં છું, પાછો તમારી ખબર લેવા આવીશ ને ધ્રુવની તરફની તમારે કશી પાંતીની ફીકર કે ચિંતા કરી તમારા આત્માને કષ્ટ આપવું નહી,તે તો હવે મોટો સામર્થ્યવાન થઇ તમારી પાસે આવશે. (રાજા તથા સુમતી શાષ્ટાંગ દંડવત પ્રણામ કરેછે તેને નારદજી આશીરવાદ આપી જાય છે.)

# अंक २ जो.

## प्रवेश १ लो.

### સ્થળ જંગલ.

ધ્રુવ એકલો, પછીથી **સોમનાથ, સરસ્વતી,** અને તેના **શીષ્યો.**

ધ્રુવ— (રસ્તે ચાલતાં) ઘેરથી માતુશ્રીનો આશિરવાદ લઇ રવાને થયો તે વખતે જે સારા સારા શુકન થયા તેનું આ શુભ ફળ થયું. નારદ મુનીનાં દર્શણ ન થયાં હોત તો, તપશ્ચર્યા કેવી રીતે કરવી ઇત્યાદી મને કોણ બતાવત, પરંતુ જ્યારે સારૂં થવાનું હોય ત્યારે અવલથી સારાં ચિન્હ જોવામાં આવે, તેમ આ બધી વાતો પરથી આશા રહેછે કે હું મારા વિચારમાં સફળ થઇશ. (આગલ ચાલતાં) ઓહોહો!! આ ઘાટાં વૃક્ષોના વનમાં હિંસારી પ્રાણીઓ ઘણાં વસતાં હશે, રાત પડવા આવી છે તેથી આજે અહીંજ સુઈ રહેવું પડશે, પરંતુ નિશાને વખતે કોઇ ઘાતકી પ્રાણી અથવા નિશાચર મને સંતાપશે તો? અરે જીવ ! એવી જુઠી ફીકર શા માટે રાખવી જોઇએ ? કહેવત છેકે મારનારથી રાખનાર મોટો છે, જો ઇશ્વર અનુકુળ હશે તો એ બિચારાં પશુઓથી કાંઇ થવાનું નથી, માટે આ, વડનું

મોટું ઘટાદાર વૃક્ષ છે, ઈશ્વરની કૃતીતો જુઓ, એની તળે એક પણ પાતરૂં ખર્યું છે? કેવું સાફ ચોગાન પડ્યું છે! જાણે રોજને રોજ કોઈ આવીને સાફ કરી જતું ન હોય! વાહ! હે પ્રભુ!! તારી કૃતીઓ કેવી અગાધ અને ચમત્કારી કછે કે અવલોકન કે મનન કરતાં એકે વિચાર બાંધી શકાતો નથી, મનુષ્યો પોતાના મનમાં ગમે તેટલું મનન કરે તોપણ તારી ગતીને કૃતીનો ભેદ પામી શકે નહી. હવે આજતો આંહીજ રાતવાસો રહી પ્રભાતે રસ્તે પડવું એજ સારૂં છે. આવી શુંદર જગ્યા છોડી બીજે કયાં જવું? (એમ વિચાર કરેછે એટલામાં દુરથી અવાજ કાને જવાથી) અરે? મારી કર્ણેંદ્રી કહીઆપે છેકે ત્યાં કોઇ મનુષ રહેછે. માટે તેનું કહ્યુ કરી જરા તજવીજ તો કરવી જોઇએ. કેમકે મનુષ્ય વળી જે આ વનમાં આશ્રમ કરી રહેલ હશે તે ભક્ત જન અને સુપાત્રજ હશે, તેથી તેના મેળાપ જેવું બીજુ સુખ કોઇ નથી. (એમ કહી જેણીમેરથી સ્વર સંભળાતો હતો તેણીમેર ચાલ્યો, જરા આગળ વધ્યો એટલે) વાહ!! આતો કોઇ રૂષીનું આશ્રમ હોય એમ જણાય છે. ખરેખર હું ભાગ્યશાળી ખરો, તેમ પરમેશ્વરની મારા પર પૂર્ણ કૃપાછે, તેનાં આ સર્વે ચિન્હછે. આશ્રમની નજદીક જાયછે, તો સાયંકાળનો સમય થયો હતો તેથી ઋષિપત્ની ગૌ દોહન કરવામાં રોકાયલાં હતાં. એક શિષ્ય જળનો ભરેલો લોટો લઇને ઉભેલો હતો, બીજો, ગૌ બાળને દોરડાંવતી ઝાલી ઉભો હતો, તેના હસ્તમાંથી તે દોરડું છોડાવી પોતાની માતા પાસે જઈ દૂધ ધાવવા જવાની ઉતાવળ કરતું હતું, તેથી તેને તે શિષ્ય માહા મુશ્કેલીથી ઝાલી રહ્યો હતો, તેનો ચેહેરો મહેનતથી લાલ બની ગયો હતો, આ દેખાવ અને કાંઈ પણ આધી બાધી વિનાનું સુખ જોઈ ધ્રુવ ઉત્સાહ પામ્યો, ને મનમાં વિચારવા લાગ્યો કે મનુષ્યજાત જેમ જેમ વધારે સુખ, પૈસો, સત્તા

અને આગર મેળવવાની લાલચમાં પડેછે તેમ તેમ તેને કેટલીક ખટપટ કરી કોઇનું સારૂં, કોઇનું બુરૂ, કોઇથી સ્નેહ, કોઇથી વૈર કરવું પડેછે. ને આવા લોકો જેઓ એકાંત જગામાં રહી જે મળ્યું તેથી સંતોષ પામી રહેછે તેઓ વધારે સુખી છે. ( આશ્રમને કાંટાની વાડ હતી તેના ઝાંપાની અંદર પેસતાં ) ઓહો!! આતો કોઈ મહાનરૂષી કે તપશ્વીનું આશ્રમછે. કેટલાક શિષ્યો પાટપર બેઠેલા છે, તેના વચમાં આ વૃદ્ધ બ્રાહ્મણ જેની લાંબી દાઢી, વધેલાં ભવાં, માથે જટા જેવી મોટી ચોટલી, ટુંકું ગુંઠણ સુધી પોતીઉં, ખભે એક અંગુછો, કપાલ જે તેજથી ચલકચલક કરેછે, તેમાં વિભુતી કરેલીછે, એવ વેશે બેઠેલોછે, તેનાં તરફ જોતાં તે આ આશ્રમનો માલિક હશે એમ જણાય છે માટે તેને જઇને નમસ્કાર કરૂં (એમ વિચારી તે બેઠેલાછે ત્યાં જઈ વિનયથી નમન કરેછે. )

**સોમ—** तव कल्याणमस्तु ! તું કોણછે ? અને આ અરણ્યમાં સાથ વગર કેમ આવી ચડ્યો છે ?

**ધ્રુવ—** માહારાજ ? હું એક રાજકુમારછું. તપ કરવા યમુનાં તટે જાઉંછું રસ્તે ચાલતાં રાત્ર પડવા આવી એટલામાં આ આપનુ આશ્રમ નજરે પડ્યું તેથી ચાલ્યો આવ્યો.

**સોમ—** અરે વત્સ, તું નાનો બાળછે તે તપ કરવાની વાત શું જાણે! હું ધારૂંછું કે તું ક્રોધનો માર્યો નીકળી પડ્યોછે.

**ધ્રુવ—** મને ક્રોધતો ચડ્યો નથી, ને મેં આ દેહના ખટ રિપુને વશ રાખ્યાછે તેમાંનો એ પણ એકછે, એટલે જે મારા કબજામાંછે તેને વશ હું કદી થાઉં એ મનાય કેમ?

**સોમ—** હે પુત્ર, જો તારાં માતપિતાએ તને કાઢી મૂક્યો હોય તો ચાલ હું તારી સાથે ચાલી તેમને સમજાવી તને ત્યાં મેલી આવું, તું જે વિચાર બાંધી નીકળ્યો છે તે અશક્યછે.માટે કહુંછું તે તું માન.

**ધ્રુવ—** મારે રાજ, તાજ, માતપિતા, કશાનો ખપ નથી તો ત્યાં જઈ શું કરૂં?

**સોમ—** કિંતુ, હજી તું ઉગતા છોડની માફક ઉછળતો બાળક છે, તારે આ સંસારનાં સુખ ભોગવવાં, મોજમજા કરવી, ઇત્યાદિ સુખોનો લ્હાવો લેવાનો વખત હવે આવેછે. એટલામાં તું એકદમ યોગ ધારણ કરી તપશ્ચર્યા કરવા નીકળ્યો, વળી અધુરી વયે, અધુરે જ્ઞાને, અને અધુરે ચિત્તે તપ થાય નહીં, હું ધારૂંછું કે તને ખરૂં કહેનાર હજી કોઈ મળ્યું નથી અને મળ્યું હશે તો તને ખરી સલાહ આપી નથી. તું નાનો છે તેથી તારામાં સ્વાભાવિક રીતે બાળ હઠ હોવી જોઇએ, પરંતુ મારૂં કહ્યું માની તે હઠ છોડી, આ મૃગ જળના જેવા વિચાર તજી દે.

**ધ્રુવ—** મારે સુખ ભોગવવાં નથી, મોજમજા માણવી નથી, લ્હાવો લેવા નથી, પરંતુ ઉગતાં ગુલાબનાં પુષ્પની પેઠે, જેને આપી શકાય તેને સુવાસનાનો અનુભવ આપી ઇશ્વર ભજનમાં મારી જીંદગી પૂરી કરવાની છે. જેને ખરો રસ્તો સૂઝ્યો તે ગમે તો અધુરી વયનો હોય તો પણ તે ભૂલો પડતો નથી, ને અધુરે જ્ઞાને અને અધુરે ચિત્તે કોઈ બહાર નીકળે નહીં, હું બાળ હઠથી આંહી આવ્યો નથી, તેમ મને જે ખરૂં કહેનાર ને સલાહકારક મળ્યુ તેણે પણ મને સત માર્ગ બતાવ્યોછે. અને તે માટે હું તેનો પૂર્ણ આભારી થયોછું.

**સોમ—** અરે બાળ? તપ કેમ થાયછે તે તું જાણેછે?

**ધ્રુવ—** ખેલાડી હોય તેજ દંડ વાસપર ચડે, મારી જાણતો તેજ ખાંડે લડે, તેમજ જે જાણતો હોય તેજ અને જ્ઞાન જેને ઉત્પન્ન થયું હોય તેજ તપ કરવા નીકળે.

**સોમ—** એ તારૂં ડાહાપણ જવા દે અને, મારૂં કહ્યું માની પાછો તારા રાજ્યમાં ચાલ.

ધ્રુવ— ગમેતો આભ મંડલ ઉલટી જાય કે, બ્રહ્માંડ ફરે પરંતુ હું મારો વિચાર ફેરવવાનો નથી.

સોમ— બાલકા? જ્યાં સુધી તેં તપનાં સંકષ્ટ વેઠ્યા નથી, ત્યાંસુધી તારી જીજ્ઞાસા પ્રદિપ્ત રહેછે પરંતુ તે તું વેઠીશ એટલે અનુભવ થશે. ત્યારે એ વિચાર પડતો મેલવો પડશે, તેના કરતાં હાલથીજ મારૂં કહ્યું માની જાય તો સારૂંછે.

ધ્રુવ— ગમે તે થાય તોપણ હું આ સાચો માર્ગ છોડી કુમાર્ગે ચડવાનો નથી, આ સંસારના ક્ષણભંગુર અને નાશવંત સુખને આશરે આ હમેશનાં સુખનો રસ્તો હું છોડનાર નથી. રાજ્યને અંતે નર્કછે. માહારાજા? એ આપ ભૂલીગયા?

સોમ— વત્સ? જો તારો આવો દ્રઢ વિચારછે તો સુખેથી જજે અને તપ કરી ઇશ્વર પ્રસન્ન કરજે હમણાં બેસ, પ્રભુ તને સહાય થશે, એવો મારો આર્શિવાદછે (ધ્રુવનો વાંસો થાપડી પોતા પાસે બેસાડેછે)

એકશિષ્ય—(બીજાને) અલ્યા એ આ નવા નવા છોકરાને જોઇને તો વૃદ્ધ ગુરૂજી મોહી ગયાછે, જોને કયારનાએ તેની સંગાથે વાતો કરેછે ને હવેતો પોતાના આસન નજદીક તેને કેટલાં બધાં હેતથી બેસાર્યોછે,હવે આપણા માન રખે ઘટીજાય.

બીજો— અરે, ભારશાછે એના, એતો આંહી રેહેવાનો નથી, પણ જો રેહેવાનો હોય તોપણ આપણી મોજડી પાસે બેસાડીએ, ને કાષ્ટ સમિદ્ધ લેવા તેને મોકલતા જઇએ,જેથી ચાર દિવશમાં ઉભે પૂછડે જે નાશે કે તે પાછું વળી આશ્રમ સાંમું ઓશીકું પણ કરે નહીં.

ઋષિપત્નિ—(ગૌદોહન કરી રહીને શિષ્યને) લે વત્સને છોડ, તે ધાવીલે એટલે તરત પાછું બાંધી દેજે, નહીં તો આંચળ કરડી ખાશે. (શિષ્ય તેમ કરેછે અને સોમનાથ પોતાની સ્ત્રીને દૂધ લાવતી જોઇને)

સોમ— સમજી કે? આ રાજ પુત્ર આપણો અતિથિ થઇને આવ્યોછે, એટલુંજ નહીં વળી તે ખરો ભક્તજનછે,માટે ઘરમાં

જે ફળફુલ ઇત્યાદિ હોય તે તથા દૂધ આણી આપ, એટલે અમે બંને સાથે તેનો અહાર કરીએ. શિષ્યોને પણ બોલાવીને આપજે.

**ઋષીપત્નિ**—તૈયાર પ્રાણનાથ, (એમ કહી ઘરમાં જાયછે અને મનમાં વિચાર કરેછે) દેખીતો એ રાજકુમાર દેવાંશી જણાય છે. સ્વામીનાથે તેને પાછો વળવા ઘણો સમજાવ્યો પણ એકના બે ન થયો. ધન્યછે એને, ધન્યછે એની માતાને, ધન્યછે એના કૂળને, અને ધન્યછે એની જાતને, કે જેમાંથી આવાં રત્નો પેદા થયાં છે. એનું દિલ એવું ચોખ્ખુછે, તેમ ઇશ્વરપર પ્રીતિ એવી દ્રઢછે, કે તેને પ્રભુ સત્વર સહાય થશે. (ફળ ફળાદી દૂધ વગેરે લઈ જાયછે)

**સોમ**— રાજ્યવંશી ભક્તજન, ચાલ પ્રસાદ લે.

**ધ્રુવ**— માહારાજ, આપ લ્યો પછી હું લઈશ.

**સોમ**— નારે બાળ, આપણ બંને સાથે આરોગશું, કારણ તું મારો અતિથી છે.

**ધ્રુવ**— આપની એમ ઇચ્છાછેતો હું તૈયારછું. (બેસેછે ને ખાધાપછી)

**સોમ**— કુમાર, તું શયન કર.

**ધ્રુવ**— માહારાજ? સુતાનો ખપ રાખ્યો હોત તો તપ કરવા ન નીકળત.

**સોમ**— ત્યારે આ વખતે કરશો શું!

**ધ્રુવ**— ચતુર્ભુજ એવા જે પરમેશ્વર તેનું ચિંતવન કર્યા કરીશ, એમ કરતાં નિંદ્ર આવી જશે તો ત્યાંજ સુઈ રહીશ.

**સોમ**— સાબાશ, રાજ્યવંશી સાબાશ, ધન્યછે તારી જનેતાની કૂખને, (બધાં સુઈ જાયછે)

**ધ્રુવ**— સવારમાં વેહેલો ઉઠી દંતધાવન કરી, પાસેજ એક પાણીનો ઝરોહતો તેમાં સ્નાન કરી-(સોમનાથને) માહારાજ! હવે મને આજ્ઞા આપો (રૂષિપત્નીને) માજી આપે મારી જે આગતા સ્વાગતા અને બરદાસ કરીછે તેનું ફળ ઇશ્વર આપશે મને ક્ષમા કરી રજા આપો.

**ઋષિપત્ની**—વત્સ, તેં અમારૂં ઘર શુદ્ધ કર્યું છે. તું તપ કરી પ્રભુને પ્રસન્ન સત્વર કરીશ, એવી મારી આશીશછે. દ્રઢતાછે તેવીજ રાખજે ને પાછો વળતાં આંહી આવજે.

**ઋષિ ત.તે.પત્ની**—રાજકુમાર તારૂં કલ્યાણ થાઓ તારી ધારણા વેહેલી પાર પડો એવો અમારો બંનેનો સાચા મનનો આશીરવાદછે.

**ધ્રુવ**— હું આપ દંપતીને સપ્રેમ શાષ્ટાંગ નમસ્કાર કરૂંછું. (ધ્રુવ નમન કરી ચાલવા માંડેછે અને ચાલતાં ચાલતાં મધુવનને વીશે યુમના તટે, કે જ્યાં તેને તપ કરવાનું છે ત્યાં પહોંચ્યો.)



# પ્રવેશ ૨ જો.

**સ્થલ મધુવન.**

**ધ્રુવ એકલો.**

**ધ્રુવ**— (મનમાં) આહાહા!! આ વનની શોભા કેવી સરસ છે!!. તેમાંનાં નાના પ્રકારનાં વૃક્ષો, ફળો, ફૂલો, આદિ રમણ્યતા તરફ નજર કરતાં તે મનુષ્યને ઘડીભર સાનંદ આશ્ચર્ય બનાવી મૂકેછે. આ વનની આઠે દિશાએ અવલોકતાં સર્વશક્તિમાન પરમેશ્વરની આ ચમત્કૃતીઓપર મનુષ્ય મનન કરવા માંડે તો તે કેમ થઈ, કેમ ફૂલી, કેમ ફળી, ઇત્યાદિનો કિંચિત માત્ર આભાસ પણ તેની જીજ્ઞાસા લાવી શકશે નહીં; બલ્કે આ ચિકિત્સા જોતાં ચતૂર્ભૂજ અને માહાચતૂર એવા જે સર્વેશ્વર તેની અપાર શકિતપર આફરીન થશે. આ યમુનાં નદીનો પ્રવાહ કેવાં પૂરથી વહેછે, તેને કિનારે જેમ કોઈ ધનાઢ્ય, ઉદાર માણસની આસપાસ અગણિત આશ્રિતો આવી રહેછે, તેવીજ રીતે આ શોભાયમાન સરિતાને કિનારે પાર વિનાનાં નાના મોટા તરૂઓ આવી રહ્યાંછે. આકાશ તરફ નજર કરૂંછું તો, સવારનો પ્રહર થવા આવ્યોછે, પૂર્વ તર.

ફના આકાશનો રંગ લાલચોળ થઈ રહ્યોછે અને જેમ જેમ તેમાં તેજ વધતું જાયછે તેમ તેમ રાત્રે જે અસંખ્યાત તારા અને ગૃહમંડળ દેખાતાં હતાં તે જેમ કોઈ નીશાચળ કુકર્મ કરવા સારૂ નીકળેલા હોય તે પછી નૃપનાં દર્શન થવાથી ગુફા કે છુપી જગોમાં સંતાતા ફરે તેની માફક રફતે રફતે દેખાતાં બંધ પડેછે. જાણે તે સૂર્યની શક્તિથી ડરતાં હોય, તેમ અસ્ત પાંમતા જાયછે. પક્ષીઓ પણ આખી રાત્ર માળામાં ઘલાઈ રહ્યાં હતાં. તેઓ જેમ કોઈ સમર્થ અને પ્રજાનું રક્ષણ કરે એવા નૃપના વખતમાં નાના મોટા પોત પોતાને રસ્તે વગર ભયે ચાલતાં સુખે પોતાનો ધંધો કર્યા જાયછે, તેમ પોતાને માટે અને પોતાના વહાલાં ન્હાનાં બચ્ચાંઓ માટે ચારો શોધવા નીકળી પડ્યાંછે, ને જેમ કારાગૃહમાંથી બંધીઓ છૂટતાં રાજાનો મોટે સ્વરે જય બોલેછે તેમ તેઓ પણ મધુર સ્વરે સઘળાં સાથે મળી જાણે સૂર્યનારાયણનાં યશ ગાતાં હોય તેમ આમથી તેમ ને એક ઝાડપરથી બીજાપર ઉડ ઉડ કરી રહ્યાંછે, ઓહો, સૂર્યનારાયણે કીર્ણ પ્રકાશીત કરવા માંડ્યાં. જાણે કોઈ દુષ્ટ અને અન્યાયી નૃપના નેજા તળે ભયે કરીને પીડાયલી પ્રજા, પોતાપર શૂરો, તેજસ્વી, અને ન્યાયીનૃપ હોવો જોઇએ, એમ ધારી તેવાની હજુર અરજ કરે તે સાંભળી તે આગલા અન્યાયી રાજાને નસાડી, પોતાની સત્તાવડે પ્રજાને સુખી કરે તેમ રાત્રના અંધકારથી ગભરાએલાં એવા આ ખગની વાણી અરજીરૂપે સાંભળી અંધકારનો નાશ કરી દિનકર પોતાની સત્તાપ્રવર્તાવતો ઝડપથી આવતો હોય, એવો દેખાવ થઈ રહ્યોછે. હે પ્રભુ! આ તારી કૃતીઓ મોટા રૂષિ મુનીઓ કે બ્રહ્મા સરખાથી પણ કળી શકાતી નથી, તો પામર મનુષ્ય જેણે પોતાની માતુના ગર્ભમાં રહી આ અવનીપર અવતાર ધર્યો, તે થોડી વધુ શક્તિ પ્રમાણે તારા ગુણથીજ

માત્ર મોહિત થઈ જેવો આવ્યો તેવોજ જતો રહેછે. તે આ તારી અકળકળા ગહનગતી, ચતુરાઇ, અને ડાહાપણનો વિચાર કરવાને લવલેશ શક્તિવાન નથી, તું કીડાને કણ અને હાથીને મણ પર્વતની ચોટી ઉપર પણ પૂરી પાડેછે. જે માણસ જેવી રીતે વર્તે છે, તેને તેવી રીતની સગવડો સર્વે તું પૂરૂં પાડે છે. જગતમાં કહેવત ચાલેછે કે જેણે દાંત દીધા તે ચાવણું દેશેજ, અને જેણે પેદા કર્યાછે તે ભૂખ્યા ઉઠાડશે મગર ભૂખ્યા સુવાડશે નહીં તે ખરીછે, તારા પ્રતાપથી, તારી શક્તિથી, અને તારાં ચાતુર્યથી સૌ સૌને જે જરૂરનું છે તે વખત થતાં અંતરીક્ષમાંથી પણ આવી મળેછે. અહોહો!! ધન્યછે, તને પામર મનુષ્યમાં શક્તિ ક્યાંથી કે તે તારા ગુણનું સંપૂર્ણ તો શું, પરંતુ કિંચિત વર્ણન પણ કરી શકે!! તે તો માત્ર આ વૃક્ષ જેમ ઉગેછે ને સુકાયછે તેમજ જન્મ લઈ મોડું, વેહેલું મૃત્યુ પામેછે. અને જો આ સંસારમાં અવતરી, સારાં કે નઠારાં, જુઠાં, કે સાચાં, કિર્તીવાન કે અપકિર્તીવાન કામો કરી આખર કાળને વશ થઇ આ દેહનો મોડો કે વેહેલો ત્યાગ કરવો પડેછે, તો શૃષ્ટીકરતા જે પરમેશ્વર તેનું નામ, તેનું ભજન, તેની ભક્તિ ને તેના ગુણનું ગાન છોડી, માયાની મોહજાળમાં ફસાઇ પડવું **એજ લમથ્યનું** અજ્ઞાન મીન માછીની જાળમાં ફસાઇ પોતાના પ્રાણ ખુવેછે તેના જેવુંછે. માટે જ્ઞાની પુરૂષોએ મોહજાળમાં ન સપડાઈ સાચો અને ઉત્તમપંથ જે પરમેશ્વરની સ્તુતિ કરવાનો કહેલછે ને જે નિઃસંશય વાસ્તવિકછે, તે ગૃહણ કરવો યોગ્યછે (સૂર્ય સામું જોઇને) અરે? સૂર્યનારાયણ તો ઉગી ચૂક્યા હવે હું જે અર્થે આવેલોછું તેનો પ્રારંભ કરૂં, પેહેલાં તો કંઈ જગાએ આસન વાળી બેસું, તે નકી કરૂં. (એમ વિચારેછે એટલામાં) ઓહો!! આ સરિતાના તટઉપર આ આસો પાલવનું ઘટાદાર વૃક્ષ

ચતૂર્ભુજની ચાતુરી દર્ષાવતું પોતાની ઘુંમટના જેવી ઘટા-
દાર છાયાથી ઝૂકી રહ્યુંછે, તે અનુકુળ પડશે, કેમકે જળનો
કિનારો નજદીકછે માટે ઝાડ હેડળથી કચરો કાઢી, સાફ
કરી, જળ છંટકોરી, દર્ભ આણી આ સ્વચ્છોદકમાં ધોઇ
આસન પાથરૂં, અને ખરે સ્નેહે, ખરે ભાવે અને ખરે
મને બ્રાહ્માભ્યંતર શુદ્ધ કરવા સારૂ સ્નાન કરી આસ પાસ-
ના તરૂઓમાંથી ફળ ફળાદી વીણી લાવી તેનો સુક્ષ્મ
અહાર કરૂં, પછી પાથરેલા દર્ભાસનપર બેશી, પ્રાણાયામ
કરી, ચક્ષુ વીંચી, નારદ મુનીએ શીખવેલો દ્વાદશ અક્ષરનો
જે મંત્ર તે એક સરખી મનોવૃત્તીથી જપતો થકો, ચતૂર્ભુ-
જનાં ચરણાર્વિંદમાં તન અને મન લીન કરી દઊં. (એમ
વિચારી સામગ્રી તૈઆર કરી તપ કરવા બેઠો.)



# પ્રવેશ ૩ જો.

**સ્થળ ઇંદ્રનો મેહલ.**

**ઇંદ્ર એકલો. પછીથી દેવતા ગુરૂ બ્રહસ્પતી સહીત.**

ઇંદ્ર— સ્વગત. વાહ પ્રભુ? ત્રણે કાળની સંધ્યાવંદન કરતાં મને કેટલાક માસ થયા માન શુકન થયા કરે છે, મારૂં ડાબુ નેત્ર વખતો વખત સ્ફુરાયમાન થાય છે. આમ થવાનું કારણ શું હશે, તે હું કળી શકતો નથી. મનનો ઉચાટ કમી થવાને બદલે ઉત્તરોત્તર વૃદ્ધિને પામતો જાય છે. આ પરથી અનુમાન થઇ શકે છેકે કાંઇ વિનાશકારક હકીકત મારે સાંભળવી પડશે. અને તે નુકશાન પણ મનેજ કરશે. હું અટકળ કરૂંછું કે કોઈ મનુષ્યે મારૂં રાજ્ય લેવાની તૃષ્ણાએ ઉગ્ર તપ આદર્યું હશે, તે વગર આમ ન થાય. (એમ વિચાર કરે છે એટલામાં ગુરૂ બ્રહસ્પતિ સહવર્તમાન દેવતાઓને આવતા જોઇને).

**(વાસવ)**—અહો સુરવર્ગ, આજે સૌ મંડળે સાથે કૃપા કરી તેથી કૃતાર્થ થયો છું. કહો કાંઈ અગત્યનું કામ લાવ્યા છો?

**બ્રહસ્પતી**—હે દેવેંદ્ર, કેટલાક દિવસ થયા એવા વર્તમાન પ્રવર્તેછે કે તેથી અમારા આત્મા અત્યંત શોકમાં રહ્યા કરેછે, સવાર સાંજ સુર્યનારાયણને અર્ઘ દેતી વખતે માનશુકન થયા કરે છે, આનું કારણ જ્ઞાન દ્રષ્ટીએ વિચારતાં એવું જોવામાં આવે છેકે, મૃત્યુ લોકના કોઇ માનવીએ પોતાની ઇછા પુર્ણ કરવા માટે મધુવનને વિશે, યમુનાં ત્રટે તપ કરવા માંડ્યુ છે તેણે કેવી વીધી પૂર્વક તપ આદર્યું છે અને તે ત્રણ લોકને ધ્રુજાવવા કેવી રીતે શક્તિમાન થયોતેસાંભળો.

પેહેલે માસે મધ્યાનકાળ થાય ત્યારે ફળફળાદીનો કેવળ સુક્ષ્મ અહાર કરી, રાત્ર દિવસ, મંત્ર જપતો અને ઇશ્વરનું ધ્યાન ધરતો બેઠો. આવી રીતે એક માસ વિચિત થયો ત્યારે તપસ્વીને વિચાર થયો કે મેં મારી માતુને કહ્યું છેકે ખાતાં પીતાં પરમેશ્વરને પમાય નહી ને ફરી હું પોતેજ ભાતભાતનાં તાજાં અને મીઠાં ફળ પ્રાસન કરૂંછું તો ઇશ્વર ક્યાંથી મળશે? મે કેવળ મુરખાઇ કરી છે, બાળક તે બાળકજ નીવડ્યો. પરંતુ ભુલ્યા ત્યાંથી ફરીથી ગણવું!! તે પ્રમાણે હવેથી ફળનો પણ અહાર તજી દઊં, એમ વીચારી બીજે માસે મધ્યાન કાળે, 'સુર્યનારાયણ બરાબર માથાપર આવે તે વખતે પોતે ધ્યાનમાંથી મુક્ત થઇ, સ્નેહભાવે સરિતામાં સ્નાન' કરી, યમુનાનાં પવિત્ર અને નિમળ જળથી એકજ વખતે તૃષા ટાળવાનો નિયમ રાખ્યો. આવી રીતે દ્વીતિય માસ પૂર્ણ થયો, ત્યારે તો જળ પણ તજી દીધું. અને તૃતિય માસ એટલે ત્રીજે માસ બેસતાં જળ, પાન કર્યાવગર અને બેઠક આસન તજી પોતાના જમણા પગના અંગુષ્ટાપર અધર ઉભો રહી, પ્રાણ રૂંધી પંચેંદ્રી જીતી તનમન ઇશ્વરને અર્પણ કરી, શુદ્ધ ભાવે અને શુદ્ધ અંતઃકરણે દ્વાદશ અક્ષરનો મંત્ર જપવા લાગ્યો.

એકતો ઘાટું ભયંકર વન, મનુષ્ય જાતનું નામ નહી, તેથી હિં-સારી પ્રાણીઓ હિસાબ વિનાનાં તેમાં વસે. તેઓ અઘોર રાત્રે, બહાર નીકળે, તેમાંનાં કોઈ એવી ગર્જના કરે કે ચીસો પાડે, કે તેથી કર્ણેંદ્રિય આડો પડદો આવી જઈ બેહેરાં થવાય, કોઈ એવી દોડાદોડ કરે કે ધરણી ધ્રુણી જાય, પણ એ તપસ્વી જેને ત્રીભુવન પતિથી તાળી લાગી હતી તેને તેમની કોઇની દરકાર ક્યાંથી હોય? તેને શરીરનું ભાન રહ્યું નહી, તેણે પોતાના પ્રાણને દસમેદ્વારે ચડાવી દીધા, એવી અવસ્થામાં એક પ્રભુના ચર્ણ શિવાય કાંઇ જોતો નથી.

આવી રીતે પગના એક અંગુષ્ટાપર અહોનિશ ઊભારહી, જળફળનો ત્યાગ કરી, તપ કરતાં ચોથો માસ પૂરો થયો, પાંચમો માસ બેસતાં તેના અતિ પ્રતાપી, અને ઉગ્ર તપથી અમે આશ્ચર્ય પામવા લાગ્યા, કે અવનીપર એવો કોણ અવતર્યો કે તેણે આવું ઉગ્ર તપ આદર્યું છે, ઘણા ઋષીઓ, મુનીઓ, હજારોનાં હજારો વર્ષ તપ કરે છે, તો પણ આ હાલત કોઈની થતી નથી કે આવો ભય પણ કોઇને લાગતો નથી, અવલોકન કરતાં માલમ પડે છે, કે એ તપસ્વી માત્ર પાંચ વરસનો નાનો બાળક છે. એ બા-ળક એવું ઉગ્ર તપ સાચે ભાવે કોણ જાણે શા માટે કરતો હશે? માટે બધા સાથે મળી આપની સમક્ષ નિવેદન કરવા આવ્યા.

તેને છ માસ થવા આવ્યા, એટલામાં ધરા ધીરજ મૂકી ધ્રુજવા લાગીછે, મેરૂપર્વત ચલાયમાન થવા આવ્યો છે, માહાસાગર માજા મૂકી જાય છે. શેષનાગ ભુમીનો ભાર ઝીલી શકતો નથી, આવાં ચિન્હોથી અમારા મનમાં ભ્રાંતી ઉત્પન્ન થઈ કે હે દેવેંદ્ર, આવા સમયમાં ઈંદ્રાસન જેવું બીજું સુખ એકે નથી અને તેથી તે મનુષ્ય રએન આપનું રાજ લેવાની ઉત્કંઠાથી આવું ઉગ્રતપ કરતોહોય,

માટે અમે સઘળા સાથે મળી આપની સમક્ષ સૂચવવા આવ્યા છીએ કે આપને જો આ સર્વોત્તમ રાજનો અને સુખનો, અને કિર્તીનો ખપ હોય તો એવા ઇલાજ તરતજ કરો કે જેથી તે મનુષ્યનું તપ ભંગ થાય, અને સંસાર અને સ્વર્ગ જે આમ ચાકડે ચડુલાંછે, તેપણ મુક્તિને પામે.

ઇંદ્ર— અહો દેવતાઓ, હું સ્વર્ગનો રાજાછું. પવન અને પાણી, વીજળી, અને વરસાદ, સૂર્ય, અને ચંદ્ર, ગ્રહમંડળ, અને તારા એ સર્વે મારી આજ્ઞામાં છે, તોપણ મને પોતાને કેટલાક રોજ થયા માનશુકનો થયા કરેછે, અને તેથી મેં પણ એજ અનુમાન કર્યું કે જેવું તપ કોઇએ કર્યું નથી, અને કરશે પણ નહીં, એવું ઉગ્ર તપ જેણે આદર્યું છે, તેને મારા આસનની ઇછા શિવાય બીજું કશું કારણ હોય નહીં, જુઓ તો ખરા, એ તપસ્વીની પાંચ વર્ષનીતો માત્ર વયછે. તેમાં કેવું તપ કરેછે? આજ કારણને લીધે મને નિશાએ નીંદ્રા ને દિવસે અન્ન ઝેર થઈ પડ્યું છે, આ સઘળા, નાચ, રંગ, ખ્યાલ, ખુશી, ગાન, તાનમાં જરાએ ખુબી પડતી નથી, અને તેને માટે શા ઉપાય કરવા તે આપને પૂછવા માટે, આંહી બોલાવવાનો હતો, એટલામાં આપનું સઘળાનું પધારવું થએથી અતિ પ્રસન્ન થયોછું.

(નારદ આવે છે)

**નારદ**—અહો ? સુરપતી, સઘળા સ્વર્ગવાસી દેવતા, આપને મારા નમસ્કાર છે.

ઇંદ્ર— માહારાજ આજે ધન્ય ભાગ્ય, ધન્ય ઘડી, ને ધન્ય પળ કે આપનાં પવિત્ર ચર્ણારવિંદના દર્ષણ થયાં. (એમ કહી તેને આસન આપી પૂજા કરી પોતે બેસેછે).

**નારદ**—આજે તો દેવતાઓનો સારો સમુહ સાથે મળ્યો છે, તેનું કારણ શું છે?

**ઇંદ્ર**— ત્રરષિજી? આપથી કોઈ વાત અને કોઈ કારણ ગુપ્ત રહી શકે એમ છેજ નહીં. ભૂત, વર્તમાન, અને ભવિષ્ય એ

ત્રણે કાળની વાત તો આપ જ્ઞાન ચક્ષુથી જ્યાં હો ત્યાંથી જાણી લ્યો.

નારદ—પણ કાંઈ પૂછવા વગર ચાલે.

ઇંદ્ર— માહારાજ, ત્યારે સાંભળો, પૃથ્વી ઉપર કોઈ મનુષ્યે આજ ખટમાસ થવા આવ્યા ઉગ્ર તપ આદર્યુંછે, અને તેને લીધે આ સંસાર અને સ્વર્ગ માહા ભયભીત અવસ્થામાં આવી ગયાંછે, અને તેથી અમને એમ આશંકા રહેછે, કે તે રખેને ઇંદ્રાસન લેવાને લોભે આવું ઉગ્ર તપ કરતો હોય, તેને માટે શું કરવું તેનો વિચાર અમે સઘળા સાથે મળી કરતા હતા, એટલામાં આપનું પધારવું થયું તો હવે શું કરવું તે કૃપા કરી બતાવો.

નારદ—હે સુરપતી, દેવતાના અધિષ્ટાતા તું ગભરા નહીં. પૃથ્વી ઉપર જે મનુષ્ય તપ કરેછે, તે ઉત્તાનપાદ જે માહા પ્રતાપી, શૂરો, ધર્મીષ્ટ, અને કિર્તિવાન રાજા, તેનો દીકરોછે, તેનું નામ ધ્રુવછે.તેને તારા રાજ કે પાટની,સુખ કે આરામની આશા કે ઇછા છેજ નહીં; તે તો કોઈ અન્ય કારણસર તપ કરેછે. અને તે જ્યાં તપ કરતો ઉભોછે, ત્યાંથી થઇને હમણાં આંહી આવ્યો તો તેણે પોતાના પ્રાણ દશમે દ્વાર ચડાવી મુક્યાછે, તેને પોતાના શરીરનું ભાન છેજ નહીં, પણ એક સર્વેશ્વરમાં તેણે પોતાનું તન અને મન લગાડી દીધું છે, અને તેની પાચ વર્ષની બાલ્યાવસ્થામાં તેણે તો બ્રહ્માંડ સૃજાવનાર સર્વ બ્યાપક સર્વેશ્વરના પવિત્ર ચર્ણારવિંદનાં અમુલ્ય દર્શનાર્થેજ આવા ઉગ્ર તપનો આદર કરેલોછે. હે ઇંદ્ર, જો તું, અને આંહી મળેલા દેવતાઓ, તમે ઇંદ્રાસન જવાના ભયમાં પડેલા હો, તો એ ચિંતાથી નીવૃત થાઓ, અને તું તારા કર્તવ્ય કર્મમાં પ્રવર્ત થા.

ઇંદ્ર— મુનેંદ્ર, અમો અજ્ઞાનને આપે આ વિષયથી જ્ઞાતા કર્યા, તેથી અમે બધા આપનો મોટો ઉપકાર માનીએ છીએ.

નારદ—હવે હું રજા લઇશ. મારે હજી ઘણું ફરવાનુંછે.(ઉભા થાયછે)

**ઇંદ્ર—** માહારાજ, આપને વંદન કરૂંછું ને વીનંતી કરૂંછું કે મારા પર કૃપા કરી કોઈ કોઈ વખતે દાશને દર્શન આપતા જજો.

**દેવતા—** ત્રર્ષીજી નમસ્કારછે. (નારદ નમસ્કાર કરી જાયછે).

**ઇંદ્ર—** દેવતાઓ, આપ હવે શું કહોછો? બ્રહ્મપુત્રનાં વચન પ્રમાણે તો એ બાળકનું તપ આપણને પરાભવ કરનાર નથી.

**બ્રહસ્પતિ—** દેવેંદ્ર, આપની વાત સત્યછે તથાપિ અમનેતો એમજ સારૂં લાગેછે કે તેને તપથી ભંગ કરવો, કેમકે એક પંથ અને દુજો વેરી, તે વેહેલા વેહેલા કાપ્યા સારા, હે સુરપતી? કેમકે ભગવાનતો ભક્તવત્સળ છે, અને તેથી કરીને એ બાળકનું આવું ઉગ્રતપ જોઇને એકદમ પ્રસન્ન થઈ લક્ષ્મીજી સહવર્તમાન વિષ્ણુ તેને દર્શન આપી વરદાન આપશે, અને તે પ્રસંગે તેણે આ આસનજ માગ્યુંતો તથાસ્તુ કર્યા વગર રેહેવાના નથી.

તેને વરદાન મળ્યું, તો પછી આપણો કોઈ ઉપાય કે જોર ચાલવાનું નથી, અને તે ઇંદ્રાસન માગશે નહીં, એમ આપણે કેમ જાણીએ?

**ઇંદ્ર—** સત્યછે દેવતાઓ સત્યછે. ત્યારે આપ બધા બતાવો તે યોજના હું કરૂં.

**બ્રહસ્પતિ—** પ્રથમ તો આ સ્વર્ગની, સારી, સુઘડ, રૂપવંતી એવી અપ્સરાને પ્રેરો, તે જ્યાં એ તપ કરતો ઉભો છે ત્યાં જઈ નૃત્ય કરે, એટલે તેનાં રૂપ, રંગ, સુઘડતા, નૃત્ય અને ગાયનથી ભોળવાઇ જઈ તે કામને વશ થશે, એટલે તેનું તપ ગમે તેવું ભયંકરછે તોપણ તે ખંડિત થઈ જશે, અને આપણને કશો ભય રેહેશે નહીં.

**ઇંદ્ર—** આપની આજ્ઞા પ્રમાણે વર્તવામાં હું કોઇ પણ પાંતીનો વિલંબ કરવાનો નથી.

**બ્રહસ્પતિ—** ત્યારે અમે રજા માગીએ છીએ. વળી પાછા વખત પડે હાજર થઇશું.

**ઇંદ્ર—** બહુ સારૂં આપે સઘળાએ આ શ્રમને માટે ક્ષમા કરવી.

(દેવતાઓને નમસ્કાર કરેછે ને દેવતા આશિર્વાદ આપી જાયછે.)

ઇંદ્ર— દૂત?

દૂત— આજ્ઞા દેવેંદ્ર?

ઇંદ્ર— આ સ્વર્ગને વિશે જે સૌથી સરસ, રૂપાવળી, ભભકાદાર, ઘાટઘુટવાળી, ગૌર ત્વચાવાળી, શરીરના અવયવો જેના સરખા હોય, લૂગડાં ઘરેણાં પેહેરવાની છટા જેની મનમોહક હોય, તેવી બે અપ્સરાઓને આંહી સત્વર બોલાવ?

દૂત— હે દેવેંદ્ર. મારા સમજવા પ્રમાણે, મોહીની અને કામીનીથી બીજી કોઈ ચડતી નથી.

ઇંદ્ર— બરાબરછે. તેને તરત આંહી હાજર કર.

દૂત— તૈયાર કૃપાનાથ? (એમ કહી જાયછે ને સાથે તેડી પાછો પ્રવેશ કરેછે).

ઇંદ્ર— કેમ, બોલાવી લાવ્યો?

દૂત— જીહા. સુરપતી, તેઓ બંને હાજરછે.

ઇંદ્ર— (અપ્સરાઓને) તમને હું એક કામ બતાવવા ધારૂંછું.

મોહીની—અહો સુરપતિ, સ્વર્ગ અને મૃત્યુ લોકના પાળક, હું જે આપની દાસીઓની પણ દાસી, તેમાં આપ સરખા માહા સમર્થ રાજાને શું કામ પડ્યુંછે, કે આટલી બધી કૃપાકરી મને આંહી બોલાવી. હુંતો આજનો દિવસ, અને આજની ઘડી ધન્ય લેખુંછું, કેમકે મારા જેવી લાખો દાસીઓ આપની શેવામાં હાજર છતાં મને યાદ કરી આપે બોલાવી તેથી હું બહુ મગ્ન થઇછું, અને આપને મારામાં જે કામ પડ્યુ હોય તે સત્વર ફરમાવવું જોઇએ. આપનો હુકમ ગમે તેવો હશે, તે પણ શીરતાજ કરવામાં જરા વિલંબ કરીશ નહીં. કાંકે—

ઇંદ્ર વિજયછંદ.

ભાર ભરી ભરીને ભટકે, મર પીઠ પકી પણ હોયજ કાછી.
ન્હાર તણો સુણી નાદ ડરે મન, હોય શુરોનર માનવ માછી,

પંડિત મંડળથી પલટે, નહીં પંડીત, એજન અક્કલ આછી
(પણ) હુકમ હોય હજુર તણો કરવા નહીં, પાની કરૂં કદી પાછી,?

**ભુજંગી.**

કહો બ્રહ્મને ભોળવી આંહી લાવું,
શદાશિવ શક્તિ તજાવી નચાવું;
કહો સાગરે શેરડો સદ્ય નાંખું,
મધ્યોનુ તણું માન મૂળે ન રાખું. ૧

માટે હે દેવેંદ્ર જે હુકમ હોય તે સત્વર ફરમાવો તે પણ કરવા હું તત્પર છું.

**ઇંદ્ર**—તું કહેછે તે બધી વાત વાસ્તવિક છે, તથાપી આ કામ એવું તો કઠણ છે કે મને તો ધાસ્તી લાગેછે, કે તને રખે તારૂં માન મૂકીને પાછાં વળવું પડે. અને એટલાજ માટે આ કામિનીને તારી સાથે લેઈ જવાને બોલાવી છે. માટે તમે બંને સાથે જઈ કામ પાર પાડી લાવો તો હું તમને મોટા માન સાથે સારો શીરપાવ આપું.

**કામિની**—હે નૃપાધીશ? હું આ મોટીની સંગાથે રહી આપનો હુકમ બજાવવામાં જરા પણ પછાત પડનાર નથી.

**ઇંદ્ર**—સાંભળો. પૃથ્વી ઉપરના મોટા પ્રતાપી રાજા નામે ઉતાનપાદનો પુત્ર ધ્રુવ મધુવનને વિશે યમુનાં તટે તપશ્ચર્યા કરેછે તેને છ માસ થવા આવ્યા, એટલામાં તો, તેનાં ઉગ્ર તપથી મૃત્યુ લોક અને સ્વર્ગ બંને મહા ભયભીત થયાંછે, અને મારૂં ઇંદ્રાસન પણ તેજ કારણથી ડોલી રહ્યુંછે. મને ભય રહેછે કે ઇંદ્રાસનનું સુખ જે સર્વથી ઉતકૃષ્ટ છે તેજ આસન છીનવી લેવાની પોતાની જીજ્ઞાસાને તૃપ્ત કરવાના હેતુથી એ તપસ્વી જનને આટલો પ્રયાસ ખેંચવાની ફરજ પડી હોય? માટે તમે બંને આંહીથી સત્વર જાઓ અને છળ ભેદ કરી એ તપસ્વીનું તપ ભંગ કરો.

**અપ્સરા**—હે સુરપતી દેવોના દેવ? જે કામ આપે અમને બતાવ્યું છે તેને તો અમે કશી ગણતીમાં લેખતાં નથી. કુંજર કી-

ડીને મારતાં કેટલો વખત લગાડે? સિંહ અજાને મારતાં કેટલો ડરે? નાગને ચાંચથી પકડી મારી નાંખવામાં ગરૂડને કેટલી મુસ્કેલી પડે? તેમ અમે સ્ત્રી જાત છીએ તે પુરૂષને તેમાં પણ પામર મનુષ્યને કશામાં લેખતાં નથી, પથરને એક પલમાં પીગળાવી નાંખીએ, સિંહનાં માથાંપર વાટ પાડીએ, સો સર્પ સાથે લઈ ફરીએ, એવાં સ્ત્રી ચરીત્ર છે જેનો પાર કોઈ પામી શકતું નથી. સ્ત્રી કેવી જાત છે સાંભળો.

**દોહરો.**

દિવસે દોરીથી ડરે, રાતે મારે સાપ;
રહે નારી નિજ મન થકી, કાં નવ મેલે બાપ. ૧

માટે હે દેવેંદ્ર!! સ્ત્રી જાત કહેવાય અબળા, પણ સર્વેથી સબળા છે ગમે તેવા મુનીવર હોય, અરે બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ જેવાને પણ એક ક્ષણમાં ભોળવી વનમાં ચરતા બકરા જેવા કરી મુકીએ તો બિચારા પામર માનવનું શું ગજું?

ઇંદ્ર—જ્યાંસુધી તેનું તપ, તેની દ્રઢતા, અને તેનું તેજ તમે જોએલું નથી ત્યાંસુધી તમને તે ગમે તેવું સેહેલું લાગતું હોય, મગર તમે ત્યાં જશો એટલે તમારો અહંકાર ભાગી જશે, કુવામાંનું દેડકું કુવામાંજ રહે ત્યાંસુધી તે એમજ સમજે કે આ કુવાથી વધારે જળ કોઈ સ્થળે નહીં હશે. સાગર પણ આજ, સરીતા પણ આજ, ને તળાવ પણ આજ છે; પરંતુ તેને જ્યારે મોટા સમુદ્રમાં મૂકવામાં આવે ત્યારે તેની આંખો ઉઘડે, ને પોતે જે સ્થળે રહેતું હતું તે અને મોટા સમુદ્ર વચેનો તફાવત સમજે. તેમજ તમે પણ મારી કચેરીમાં આવી નૃત્ય ગાયન, હાવભાવ કટાક્ષે કરી સર્વનાં મન રંજન કરો તેથી મોટા કામની કદર તમને ન હોય, તોપણ આ અવસરે તમે મારૂં આ કાર્ય બર લાવશો એવી

આશાએ તમને કહુંછું કે જલદી જાઓ, કામ સિદ્ધ કરી લાવશો તો હું તમને ખુશી કરીશ.

( અપ્સરા જાયછે. )

---

# પ્રવેશ ૪ થો.

## સ્થળ મધુવન.

### મોહિની અને કામિની.

**મોહિની**—બેન કામિની, રાજાજીનાં વચન રએને સત્ય ઠરે?

**કામિની**—મને પણ એજ વિચાર થયા કરે છે.

**મોહિની**—આ તપસ્વીની ઉમર માત્ર પાંચેક વર્ષની છે, વળી અસ્તી અને ચર્મ સિવાય બીજુ કાંઈ રહ્યું નથી, આતો શબની બરાબર છે, તેને તેના શરીરનું ભાન મુદ્દલે નથી, અરે? આતો ઘણું કઠણ કામ આવી પડયું, મને લાગે છે કે આ કામમાં આપણે સફળ થઇશું નહીં અને તેથી શુર લોકમાં આપણી વધેલી કીર્તિપર પાણી વળશે. એટલુંજ નહી બલ્કે ઇંદ્રમાહારાજની અવકૃપાને પાત્ર થશું. શિવ શિવ !! શો ઉપાય કરીએ શરીરમાં જરાપણ ચૈતન્ય હોય તો આપણા ઈલાજ બંધ બેશે અગર આતો કેવળ મૃત્યુ પામેલા માનવીની સમાન છે.

**કામિની**—આપણા દુશ્મનમાંના કોઇએ સુરપતીને સમઝાવી આવું અશકય કાર્ય આપણે માથે ઓઢાડેલું તો નહી હોય ?

**મોહિની**—મને પણ એજ આશંકા રહેછે, કેમકે જે તપસ્વી આવી સ્થિતિમાં છે તેનું તપ ભંગ કરવું એ વાત ન બનવા જેવી છે, છતાં ઇંદ્ર માહારાજે આપણને આંહી મોકલ્યાં.

**કામિની**—હું નથી ધારતી કે ગમે તે ઉપાય રાજાજી કરે પણ આ તપસ્વી ડગે.

**મોહિની**—એ વાત સત્યછે, કિંતુ આપણી શરમ ખોવા માહારાજે આપણને આંહી મોકલ્યાં છે. અરે? હવે આપણું રૂપ,

આપણી સુઘડતા, આપણા હાવ ભાવને કટાક્ષ, આપણી વાક ચાતુરી, આપણી સમય સુચકતા, એ સર્વપર લીંપણ આવશે. આપણી જાતમાં આપણે સૌથી શ્રેષ્ટ કહેવાઇએ છીએ, તે હવે નેષ્ટમાં ખપશું. આપણામાં કાંઇ કામ કરવાની શક્તિ નથી એવું ઠરશે, અને આપણો ધડો કોઈ કરશે નહી.

**કામિની**—એઓ પોતેજ કહેતા હતાકે કામ બહું મુશ્કેલ છે તે?

**મોહિની**—તે વાત ખરી, પરંતુ હવે આમ વલોપાત કરવ સિદ્ધી થવાની નથી હિમત રાખી કામ કરીએ તો પાર પડીએ.

**દોહરો.**

હિમતને હાર્યા થકી, આખર હાંશી થાય;
ધૈર્ય ધરીને જો કરે, કારજ સિદ્ધ કરાય. ૧

માટે આપણે હિમત ન છોડતાં આપણાથી બને તેટલી મેહેનત કરીએ ને તે કરતાં કાંઈ સિધી ન થાય તો જઇને તે વાત રાજાજીને નિવેદન કરીએ.

**કામિની**—ઠીકછે. ત્યારે પ્રથમ તેની સમક્ષ નૃત્ય કર, તું થાકીશ એટલે હું નાચીશ. મોહિની નાચે છે પણ થાકી જવાથી નિશ્વાસ નાંખી બેસે છે. પછી કામિની નૃત્ય કરતી હાવ ભાવ કરે છે, પરંતુ જેના પ્રાણ દશમે દ્વારછે, જેને પોતાના શરીરનું ભાન નથી, તે ડગે કેમ! આખર તે પણ થાકીને બેઠી.

**મોહિની**—અરે! હું રાજાજી પાસે કેટલી બડાઇ કરતી હતી? તેઓ જાણશે કે એ તો મોટી મોટી વાતોજ કરી જાણે છે બાકી કશું કાર્ય થતું નથી. હરી હરી!! હવે શું મોઢું લઇ જાવું. આ કરતાં મરવું એ હજાર દરજે સારૂં છે.

**કામિની**—હવે એમ રડે આરો નથી. ચાલો માહારાજ પાસે અને યથાર્થ બનેલી હકીકત નિવેદન કરીએ. (બંને જાય છે.)



# પ્રવેશ ૫ મો.

## સ્થળ ઇંદ્રની કચેરી.

### ઇંદ્ર, કામિની, મોહિની, પછીથી કામદેવ.

ઇંદ્ર— (મનમાં) વાહ, દૈવ મારા ભાગ્યમાં શું લખ્યુંછે તેની ખબર પડતી નથી, આ તપસ્વીનાં તપથી જે જે હરકતો આ લોક અને મૃત્યુ લોકને થાયછે તેમાં લેશ માત્ર ફેર પડ્યો નથી, તેથી અનુમાન થાયછે કે મારી પ્રેરેલી અપ્સરાઓથી એ તપસ્વી ચળેલો નથી. તેમનાં નૃત્ય, ગાયન, અને હાવ ભાવથી પણ તેનું મન પીગળ્યું નહીં હોય, કેમકે તે હજી સુધી પાછી આવી નહીં, અને હવે પણ ધારેલું કાર્ય બજાવી લાવે એમ જણાતું નથી. હરી હરી !! જેણે આવું ઉગ્રતપ માંડયુંછે, તે ખચિત્ત આ ઇંદ્રાસન માગી લેશે અને બુરા હાલ તે મારા થશે, મારી કેવી સત્તા, કેવી સાહેબી, તે સઘળું ધૂળ ભેળું થશે, ધ્રુવની ઉમર નાનીછેપણ રંગછે તેના માતપિતાને, કે તેણે બંને લોકને થર થર ધ્રૂજાવી મુક્યાંછે; વળી જે કામ હરકોઈ મનુષ્ય ખરાંમનથી માથે લે તેમાં તે કદી પાછો હઠે નહીં, પણ ઉલટું તે કાર્ય હરગીજ સિદ્ધ કરે, તેમ ધ્રુવ પણ અપ્સરાઓના કોટી પ્રયત્નોથી ડગવાનો નથી (આવી રીતે વિચાર કરેછે એટલામાં બંને અપ્સરા પ્રવેશ કરેછે).

ઇંદ્ર— કેમ મોહિની શી ખબર લાવી? અને મારા કામનું શું કર્યું? તમારા ચેહેરા કેમ ઉદાસ દેખાયછે, તમે લૂગડાં આમ જેમ તેમ કેમ વીંટ્યાંછે, તમારા શીરપરનાં લાંબા કેશ છૂટીને આવી રીતે વિખેરાઈ કેમ ગયાછે તે કહો?

અપ્સરા—(નમન કરીને) હે દેવેંદ્ર, હે સુરપતી, આપની આજ્ઞા શિરતાજ કરી અમે મધુવનમાં જઈ ધ્રુવ જે જગ્યાએ તપ કરે છે ત્યાં અવલોકન કર્યું, તે માત્ર અસ્તી ચર્મનું શબ દીસે છે, તેનામાં જરા ચૈતન્ય કે ભાન સરખુ પણ મળે નહીં,

તેણે પોતાના જમણા પગના અંગુઠા ઉપર ખડો રહી તપશ્ચર્યા કરવા માંડીછે, તેના મસ્તકપર દરભના છોડ ઉગી ગયાછે, પક્ષીઓએ માળા ઘાલ્યા છે, અમારા નૃત્ય ગાયનથી તેને અસર થાય એમ હતું નહીં, તોપણ જે કામે અમે ગએલ તે સફળ કરી વળવાની આકાંક્ષાને લીધે અમારી લક્ષ કે કોટી યુક્તિઓ વાપરી, માહારાજ! પથ્થર પીગળે, પણ ધ્રુવ ડગે નહીં, આખર અમે પાછી આવીઓ, અમે અમારૂં પાણી ખોયુંછે, અમારી સર્વે કળા માથે પાણી ફરી વળ્યુંછે, અને અમે નિષ્ફળ અને નિરાશ થયાં છીએ.

અમે તો તે તપસ્વીને ચળાયમાન કરી શક્યાં નહીં, પણ જે કાર્ય માથે લઈ જશે તે પોતાનું માન મૂકી જેવાને તેવા પાછો આવશે તેમાં કીંચિત માત્ર તફાવત પડવાનો નથી.

ઈંદ્ર— ત્યારે હવે કરવું કેમ, જે થાય તે જોયા કરવું? મને તો દિવસે અન્ન અને રાત્રે નિંદ્રા હરામ થઇ પડ્યાંછે.

અપ્સરા—કૃપાનાથ, પણ એક ઉપાયછે તે જો આપ કરો અને તેથી કાંઇ ફળ થાય તો.

ઈંદ્ર— તે પણ બતાવો જોઉં.

અપ્સરા—કામદેવ જે આપની આજ્ઞામાંછે તેને એ કામ સુપ્રત કરો અને અમે બંને તેનાં સાથી થઇશું. પ્રથમ કામદેવ એ તપસ્વીનાં શરીરમાં પ્રવેશ કરી તેનામાં થોડું પણ ચૈતન્ય લાવી તેના મનોવિકારને ઉશ્કેરણી આપે અને અમે તેની સમક્ષ નૃત્ય ગાયન કરી તેનું મન હરી લઇએ, તે જરા શુદ્ધિમાં આવે કે તરત તેની આસના વાસના કરી ફળ કંદ ઇત્યાદિનો અહાર કરાવી તેના વિકારને પુષ્ટી આપશું, આથી તે અવશ્ય, ચળાયમાન થઈ જશે અને તેથી આપનું ધારેલું પાર પડશે.

ઈંદ્ર— ત્યારે કામદેવને બોલાવો. (દુત જાયછે ને બોલાવી લાવેછે)

**કામદેવ—સ્વર્ગપતિ શી આજ્ઞાછે?**

ઇંદ્ર— કામદેવ હું તને એક કામ સોંપવા ઇચ્છા રાખુંછું.

કામદેવ—કૃપાવંત? આપનો અનુચર આપની પવિત્ર સેવામાં અહર્નિશ હાજરછે, તેને જે ફરમાન થશે તે શીરતાજ કરવામાં જરા પણ પછાત પડનાર નથી.

ઇંદ્ર— તું જાણે તો છેજ, કે મધુવનને વિશે મૃત્યુ લોકના માનવીએ તપશ્ચર્યા આદરીછે, તે એવી ભયંકરછે કે મારૂં ઇંદ્રાસન પડાવી લે એવી મને ધાસ્તી લાગેછે. માટે તું અને આ બે અપ્સરા (મોહિની અને કામિની તરફ આંગળી કરીને) જાઓ તું તેના શરીરમાં પ્રવેશ કરી ચૈતન્ય આણશે એટલે આ બે અપ્સરા પોતાનાં નૃત્ય ગાયન અને હાવભાવની કળાથી તેને ભોળવી તપથી ચળિત કરશે અને તેથી મારૂં કામ સિદ્ધ થશે. તે બંને એકલી ગઈ હતી મગર તારી સાહાયતા વગર કાંઈ બન્યુ નહીં.

કામદેવ—હે! દેવેંદ્ર? આપ ખાત્રી રાખો કે હું આ બે અપ્સરા સહીત મધુવનને વિશે જઈ જરા વારમાં એ તપસ્વીનું તપ ભંગ કરી લાવું. માહારાજ? એ કામ મોટું નથી.

ઇંદ્ર— જ્યાંસુધી કરવા માંડ્યું ન હોય ત્યાંસુધી બધું સેહેલું લાગે.

કામદેવ—(નમન કરીને) માહારાજ તેની ચિંતા ન કરો જૂઓ કે આપના પ્રૌઢ પ્રતાપથી ગમે તેવું મોટું કામ કરી લાવું તો આતો કામ કેવડું, (અપ્સરા સહીત જાયછે.)

---

# પ્રવેશ ૬ ઠો.

**સ્થળ મધુવન.**

**કામદેવ, મોહિની, કામિની, વિદૂષક.**

**કામદેવ—(ધ્રુવ તપશ્ચર્યા કરતો ઉભોછે તે જગાએ જઇને) આહાહાહા !!! અસ્તી અને ચર્મનાં પિંજરાં શિવાય કાંઈ રહ્યું નથી, શરીરનું ભાનપણ નથી બલ્કે શબ રૂપ શરીર રહ્યુંછે. મુડદામાં કોઈ કાળે શક્તિ આવે નહી, અરેરે!! (નિશ્વાસ**

નાંખેછે) મોહીની! આ હાડપિંજરને સચેત કરવું એ કાષ્ટ કે પથરની પૂતળીમાં જીવ નાંખવા બરાબરછે. મારી હિંમત ચાલતી નથી કે તેને કોઈપણ હિકમતથી સજીવન કરૂં!!

**અપ્સરા**—અમારાથી તો જેટલું બની શક્યુ તેટલું કરી ચૂક્યા છીએ રાત્રની ઊંઘ અને દિવસે જળપાન ન કરતાં એનું એ કામ કર્યા કર્યું પરંતુ આ તપસ્વીને બોલાવવો એ સુકું વૃક્ષ અથવા પથરની ભીંતને બોલાવવા બરાબરછે. વળી આ તપસ્વી જન આગળ હરેક ઉપાય કરવો એ કોની બરાબરછે સાંભળો.

અંધા આગળ આરસી, બેહેરાં આગળ શંખ;
ભેંસો આગળ ભાગવત, નિષ્ફળ જાય નિશંક.

માટે હવે તો આપના કહેવા પ્રમાણે કરવા અમે તૈયાર છીએ.

**કામદેવ**—હું તેના શરીરમાં પ્રવેશ કરી જાઉછું, ને તમે તેની સમક્ષ નૃત્ય કરો અને વાજીંત્ર બજાવો જોઇએ કાંઈ વળે છે?

**અપ્સરા**—બહુ સારૂં, જેવી આજ્ઞા (કામદેવ પ્રવેશ કરવા જાય છે એટલામાં બળુછું બળુછું એમ કરતો પાછો હટ્યો)

**અપ્સરા**—આવા શક્તિવાન અને હિમતવાનથઇને ધૈર્ય કેમ છોડોછો?

**વિદૂષક**—(વચેપડીને) શેર સુંઠ ને હળદરનો ગાંઠીઓ જોઇએ છીએ તો, અહીઆં નવ જવાન મુગ્ધા સ્ત્રીઓનાં કુમળાં ઘી જેવાં કલેજાં નથી કે નથી મજનું જેવાની માશુકડી છાતી આતો ખાંડાની ધારપર ખેલવું છે ભાઈ.

**કામદેવ**—સ્ત્રી જન, હું તેની સમક્ષ જાઉછું તો તેના તેજથી જાણે બળીને ભસ્મ થઇ જઇશ એવી બળતરા મારા અંગમાં થાય છે, જુવોને આટલે દુરથી પણ તેના સામી દ્રષ્ટી સરખી થઇ શકતી નથી.

**અપ્સરા**—ત્યારે હવે કરવું કેમ, પાછા જવું એતો નીચું જોવાનું છે.

**કામદેવ**—મારી તો એકે હિકમત ચાલવાની નથી.

**વિદૂષક**—ત્યારે ભુંડા મોં ને પાછા જાઓ, ઇંદ્ર માહારાજ પૂછે કે કેમ કરી આવ્યાં, તો કહે જો કે એમનું એમ.

**કામદેવ**—ભાઈ તું વળી આ અઘોર વનને વિશે ક્યાંથી? તું કોણછે.

**અપ્સરા**—એના બોલવાપરથી તો કોઈ રમુજી પુરૂષ જણાયછે.

**વિદૂષક**—રમુજીતો રહી રાજા ઇંદ્રની કચેરીમાં, આંહીતો લોખંડના ચણા ચાવવાનાછે.

**કામદેવ**—એક વાર તો અજમાવી જોઉં. પણ હે અપ્સરા? આપણી બધાની શરમ સાથે છે માટે હું આ તપસ્વીનાં સ્થુળમાં પ્રવેશ કરૂં કે તમે તરત નૃત્ય ગાયન કરવામાં ઢીલ કરશો નહી. અને આ કામ સરએ સરખું થઈ આવ્યું તો આપણું કામ સફળ થયા વગર રહેવાનું નથી.

(એમ કહી પ્રવેશ કરી જાયછે.)

**અપ્સરા**—કામદેવે તો પ્રવેશ કર્યો, માટે આપણે આળસ ન કરવું જોઇએ (એમ કહી મધુરે સ્વરે ગાયન કરતી નાચવા માંડે છે.) જરા વાર થઈ કે જાણે કોઈ માહા ભયંકર પશુ મરતી વખતે બરાડતું હોય એવી ઓચિંતી ચીસ પાડતો કામદેવ બાહાર આવી પડ્યો.

**અપ્સરા**—અહોહો!! કામદેવતો બળી ભસ્મ થયો, તેનું શરીર લોલસાં જેવું થઈ ગયું, તે આખો સડસડી ગયો.

**વિદૂષક**—પાણી છાંટો પાણી.

**કામદેવ**—(પાણી લાવી છાંટેછે તેથી માહા મેહેનતે કામદેવ શુદ્ધિમાં આવીને) હુંતો બળીજ મુવો.

**અપ્સરા**—ઉભા થાઓ, આ ઘાસ ખુચતું હશે.

**વિદૂષક**—સવામણની સેજ સાથે લાવવી હતી.

**કામદેવ**—(ઉઠીને) આપણી કશી કારીગરી ચાલવાની નથી. તોપણ એક, જબર ઉપાયછે તે ઇંદ્રમાહારાજને નિવેદન કરીએ જો સ્વીકારે તો.

**મોહિની**—ચાલો તેમ કરીએ.

**કામિની**—આપણને જશ મળવાનો નહીં બીજું શું!

**વિદૂષક**—જશ બજારમાં ને માહારાજની કચેરીમાં (સર્વે જાયછે)

---

# પ્રવેશ ૭ મો.

## સ્થળ સ્વર્ગ.

### ઇંદ્ર, કામદેવ, અપ્સરા, અને વિદૂષક.

ઇંદ્ર—(મનમાં) કામદેવને મોકલે પણ બે દિવસ થયા હજી તે પાછો આવ્યો નહીં તેમ કશી ખબર પણ મળી નહીં ને આ ઇંદ્રાસન તો ડોલ્યાજ કરેછે; સંસાર અને સ્વર્ગ જેમનાં તેમ હેરાનહેરાન થયા કરેછે, તેથી એમ અટકળ કરાયછે કે કામદેવ અને અપ્સરાઓથી કશું બની શક્યું નથી; પરંતુ તેઓ પાછા કેમ નહીં આવ્યા હોય? શું તેઓને નિષ્ફળ વળવું એ શરમ ભરેલું લાગ્યું હશે, કે તેમના મનમાં મારો ડર લાગ્યો હશે, કે કાંઈ એકાએક સંકષ્ટ આવી પડ્યુ, હશે? ભગવાન, મારે હવે શો ઉપાય કરવો, સુરવર્ગ પણ કેટલોક વખત થયો આવેલ નથી, હે પ્રભુ! શું મારૂં પુણ્ય પૂરૂં થઈ રહ્યું? મેં હજારો યજ્ઞ કર્યાં તેનું ફળ સંપૂર્ણ થયું? મારે આ વૈભવ હવે ભોગવવાનો નથી? શું મારે મૃત્યુલોકને વિશે માનવ દેહ ધારણ કરવો પડશે. વાહ? વિશ્વંભર, તારે શું કરવુંછે તે કોઇથી કળી શકાતું નથી. તારી શક્તિ એટલીછે કે તેનો પાર કોઇથી લેવાઈ શકાતો નથી. તો પણ આજ સુધી મને જે જે શુકનો થાયછે, અને તેને માટે હું જેટલા જેટલા ઉપાયો કરૂંછું તે સઘળા નિરર્થક જાય છે તેપરથી હું અનુમાન કરૂંછું કે મારે આ સુરલોકના સિંહાસનનો ત્યાગ કરી મૃત્યુલોકનું એક પામર અને પાપી મનુષ્ય બનીને સંસારરૂપી માહાદુઃખ અને સંકષ્ટના સાગરમાં ગળકાં ખાવાનો વખત નજદીક આવેછે.

હરી !! હરી !! હાલ પવન, જળ, સૂર્ય, ચંદ્ર, ઇત્યાદિ સર્વે મારી આજ્ઞામાં છે, હું સ્વર્ગનો રાજા કહેવાઉં છું, પૃથ્વિપર પવન ઘણો વાયછે અથવા વરસાદ થોડો અથવા ઘણો પડેછે તો મનુષ્ય માત્ર મારા નામની માનતા કરેછે,

તે હું એવા અધીકારથી નાબુદંજ થઇશ !! આ વિચાર મારા હૃદયને તિક્ષણ બાણની માફક ભેદી નાખે છે. હે દીનદયાળ પ્રભુ? મારો અપરાધ ક્ષમા કરો અને મને આ આવતા દુઃખમાંથી મુક્ત કરો (આમ વિચારમાં પડી ગયો છે તેવામાં કામદેવ અને અપ્સરા આવીને નમન કરેછે) તમને, કેમ, કામદેવ શું કરી આવ્યા?

**કામદેવ**—(નીચું જોઇને) કૃપાનાથ, મારૂં સૌર્ય, મારી ચતુરાઈ, મારૂ ડાહાપણ, એ સર્વેપર આજે ધૂળ વળી. સુરપતિ? મેં મારાથી બનતી તજવીજ કરવામાં ખામી રાખી નહીં, મગર તે બધી ધૂળપર લીંપણ જેમ રદ જાય તેમ નિષ્ફળ ગઈ.

**ઇંદ્ર**— તારી સાથે બે અપ્સરા હતી તોપણ કાંઈ ન થયું, એવો એ તપસ્વી સ્થિરછે?

**અપ્સરા**—દેવેંદ્ર? અમારાથી જે થયું તે અમે બે વખતમાં કરી ચુક્યાં પણ અમે ભાગ્ય હીણ કે જેવા ગયાં તેવાંજ પાછાં આવ્યાં.

**કામદેવ**—કૃપાનિધી, તપસ્વીમાં એવું તેજછે કે જો શ્રી સુર્યનારાયણ તરફ ખરે બપોરે દ્રષ્ટી થાય તોજ એ તપસ્વી સામી દ્રષ્ટી કરી શકાય.

**વિદૂષક**—જેમ સુર્ય તરફ ધૂળ નાંખીએ તે આપણીજ આંખમાં પડે તેમ આવા દ્રઢ અને ઇશ્વરમાં લીન થઈ ગએલા તપસ્વીને સંતાપવો એ પણ એવુંજ ફજેત થવા જેવું છે.

**ઇંદ્ર** —ત્યારે તો આપણે તમામ નિષ્ફળ ગયા. હવેતો જે થાય તે જોયા કરવું બીજું શું.

**કામદેવ**—મેં માહા મેહેનતે તેના સ્થુળમાં પ્રવેશ કર્યો પરંતુ તે શુદ્ધ તેજની જ્વાળાથી બળી ગયોજ હોત આપને પ્રતાપે ઉગર્યોછું.

**અપ્સરા**—માહારાજ? આપની શક્તિ ઓછી નથી, જળ ત્યાં સ્થળ ને સ્થળ ત્યાં જળ કરી શકો તો બીજી કોઈ યુક્તિ ઉત્પન્ન કરવી જોઇએ.

**ઇંદ્ર**— હવે મને તો કોઈ યુક્તિ સુઝતી નથી, તેમ સુરવર્ગનાં દર્પણ

પણ થતાં નથી નહીં તો તેમને પૂછીએ. ગુરૂબ્રહસ્પતી પણ નથી પધાર્યા.

**કામદેવ**—હે સુરનાથ, હજી એક ઉપાય મને સુઝેછે, અને તે ઉપાય પ્રબળ થઈ જઈ આપની જીજ્ઞાસાને સંતુષ્ટ કરશે એવી ઉમેદ કદાપિ રાખી શકાય.

**ઇંદ્ર**— બતાવ જોઇએ.

**કામદેવ**—એ તપસ્વી વયે બાળકછે તેથી તેને પોતાનાં માત, પિતા, ભાઇ,ભાંડું, તરફ સ્વાભાવિક રીતે વિશેષ પ્રેમ હોવો જોઇએ. માટે હું તથા આ બે અપ્સરા પાછાં જઇએ અને તેની માતા, પિતા, ભાઈ વગેરેનું સ્વરૂપ માયાને બળે કરી ધારણ કરીએ, પછી તેનાં મોઢાં આગળ વિલાપ કરતાં જઇએ, હું જાણુંછું કે તેથી તેનું મન પીગળી જશે, અને આપણું ધાર્યું સિદ્ધ થશે.

**અપ્સરા**—દેવેંદ્ર? એ વાત અમને પણ વાસ્તવિક જણાયછે.

**વિદૂષક**—અરે બાપના બાપ ને માની માનું સ્વરૂપ લઇ જાઓને પણ એ છોકરો ચળવાનો નથી માથું કુટી મરો તોય શું?

**ઇંદ્ર**— અરે શઠ? હઠા જવાદે (કામદેવને) ત્યારે જાઓ તેમ કરો, જે સુઝયું તે કરવામાં પછાત ન પડવું, કેમકે—

काकतालीयवत् प्राप्तंद्रष्ट्वापीनिधिमग्रतः

नस्वयंदैवमादत्ते पुरुषार्थमपेक्षते. ॥१॥

માટે તમે સઘળાં સત્વર જાઓ ને હુશીઆરીથી કામ કરો, મને લાગેછે કે આ ઉપાય એવો તો શ્રેષ્ઠછે કે તે બરાબર કરવાથી આપણું કામ થશે. માટે સૌએ બનતી મેહેનત કરવી.

**કામદેવ**—સુરપતિ? અમારાથી બનતું કરવામાં અમે ચુક્યાં નથી ને હજી નહીં ભૂલીએ.કે નહીં ઘટાવીએ,(નમન કરીને સર્વે જાયછે)

—⊱✻⊰—

# પ્રવેશ ૮ મો.

### સ્થળ મધુવન.

### કામદેવ, અપ્સરા, વિદુષક.

**કામદેવ**—(અપ્સરાને) હવે આપણે આંહી તો આવ્યા, પણ કામ એવી હિકમત લગાડી કરવું કે જશ મેળવીએ.

**અપ્સરા**—એમાં શો શક! આવો વખત યશ આબરૂ, અને શાબાશી મેળવવાનો બીજો આવવાનો નથી.

**કામદેવ**—ઠીકછે, ત્યારે તમારામાંથી એક જણ થાઓ તૈયાર.

**મોહિની**—હું તૈયારછું, માયાએ કરીને તેની માતા બની જાઉંછું, ને એવા અસરકારક વિલાપો કરીશ, કે પથર પીગળે અરે પર્વત ફાટે તો પામર મનુષ્યની શી બિશાદછે?

**કામદેવ**—બહુ સારૂં, ઇશ્વર તમને સહાય થાઓ (મોહિની માયાથી તેની માના જેવુંજ સ્વરૂપ ધારણ કરી દૂરથી વિલાપ કરતી ને રડતી રડતી જાયછે.)

**મોહિની**—(ધ્રુવની માતાને રૂપે) હે ધ્રુવ? ઓ મારા પુત્ર? તું ક્યાં ગયો તને ખોળતાં ખોળતાં આજ છ છ માસ થવા આવ્યા પણ તારો પત્તો લાગતો નથી, તું મને એકલીને નિરાધાર મુકી ક્યાં જતો રહ્યો. મેં તારા વિયોગથી, અન્ન પાણી તજ્યાં, સંસારનાં સુખ, ઘરબાર તજ્યાં. અરે ધ્રુવ, ઓ ધ્રુવ, તું મારો સ્વર સાંભળતો હોયતો મારી દયા લાવી મારી પાસે આવ, હું તને ભેટીપડું. અરે હું તને પાછો આપણા રાજમાં તેડી જાઉં (રડતી રડતી ધ્રુવ તપશ્ચર્યા કરેછે ત્યાં આવી તે) અરરરરર!! બેટા, ઓ મારા વ્હાલા દીકરા, મારી આંખની કીકી, મારાં હૈયાના હાર, મારા સંસારના સુખ, તું આવી દશાએ કેમ પહોંચ્યો?! તારે માથે દરભ ઉગી ગયાછે, પક્ષીઓએ માળા ઘાલ્યાછે તુ રોજ નવાં નવાં વસ્ત્ર ધારણ કરતો તે તારે શરીરે ત્વચા શિવાય કાંઈ રહ્યું નથી. અરે પુત્ર, તું શરીરનાં ઘણાં ઘ-

ણાં જતન કરેતો તેના આવા હવાલ કેમ થયા? હાડ અને ચામ વગર કાંઈ રેહ્યું નથી. (ખૂબ રડેછે) મારાં ઉદરનાં આંતરડાં, મારા વહાલા તનુજ, તારી શોધમાં ભટકતે છ છ માસનાં વાહાણા વાયાં, રાજાનાં સુખની તો સ્વપ્નામાં પણ આશા હતી નહીં, પણ તને જોઈ મારી આંખો ઠરતી, તે તું છેક નિર્દય થઈ મને છોડી કેમ દીધી? અરેરે !! હું જાણતી હતી જે હું મારા ધ્રુવને જ્યાં મળીશ ત્યાંથી સમજાવીને પાછો તેડી જઇશ, પણ હે તનુજ! કોને સમજાવું, ને કોને ફોસલાવું, વાત સરખી પણ કોની સાથે કરૂં, મારા વાહાલા દીકરા ! તારાં શરીરમાં જરા ભાન નથી રેહ્યું, હવે હું ક્યાં જાઊં? (હૈયાફાટ રડેછે) બેટા, તને આવી મતી કોણે સુઝાડી? મારાં કયા જનમનાં પાપો પ્રગટ્યાં, મારી કયા જનમની કરણી લાગી. મારો એકજ તન તેના આવા હાલ હું મારી આંખે નથી જોઈ શકતી,રે પ્રભુ !!

હું જાણતી હતી કે મારો ધ્રુવ મોટો થશે ત્યારે રાજાનાં માન પાછાં વળશે, મારા દહાડા ઉઘડશે, મારાં દુખો દૂર થાશે, ને મારી સઘળી ભીડ ભાગી જશે પણ આ શબ રૂપ પુત્રમાં હવે હું શી આશા રાખું ? અપરમાના બોલો વિસારો બાળ, ઓરમાયાં સગપણ તો એવાંજ હોય, એ તો ઓરમાયાં ને વેરવાયાં, માટે એમના બોલવાપર રોશ ન કરીએ (વળી રડતી રડતી છાતી કૂટતી) અરે વત્સ, હું આમ તલખુંધું તો પણ તું વગર બોલ્યો ઉભો કેમ થઈ રહ્યોછે ! તને મારી દયા કેમ નથી આવતી ? તું આવો કઠણ હૈયાનો કેમ થયોછે? મારો ચેહેરો જરા ઉતરી ગએલો જોતો કે તુરત રડી પડતો, મારી છાતીમાં ભરાતો ને કાલું કાલું બોલી મને રાજી કરી નાંખતો, તે આજે આવો વજ્ર જેવી છાતીનો કેમ થયોછે? હે પ્રભુ? પૂર્વ જન્મમાં મેં શા પાપ કર્યાં હશે? સોભાગ્યવંતીઓનાં નાનાં

બાળો જોર જુલમથી વછોડાવી લીધાં તેના આપો લાગ્યા હશે! હે ભગવાન? મારો ધ્રુવ એકવાર મારી સાથે વાતો કરે એવું કરો. હે પુત્ર? તું મારી સાથે હસીને બોલતો, વાતો કરતો, એ બધું સાંભરતાં મારા કાળજાનાં કટકા થઈ જાયછે, માટે તું એકવાર મારી સાથે વાત કર, પછી તારી મરજી હોયતો ભલે તપ કરજે; હું એટલાથી સંતોષ માનીશ. (રડતી રડતી તેની નજદીક જઈ બેસેછે)

અરે, હજી કેમ નથી બોલતો, તને મારાપર રેહેમ નથી આવતી? અરે મારી મા, આ વખતે તું પણ મારી પાસે નથી, હું કોની આગળ આ વાતો કરૂં? અરે માનીજણી બેનો, તમે તો જાણુતી હશો જે અમારી બેન પુત્ર સંગાતે રહી સુખચેનમાં દિવસ નિર્ગમન કરતી હશે, પણ હું તો મારા લાડકવાયાની સાથે હવે જઈશ,હું પાછી તમારી પાસે આવવાની નથી અરે મેં પેલે ભવ પાપ કરેલાં તે આ ભવમાં આવીને નડ્યાં. હું આ મારા પુત્ર સામું જોઈ મન વાળી સુખના દહાડાની વાટ જોતી, તેતો આવો નમેહેરો થયો, તો હવે મારે જીવીને શું કરવું. મારે હવે આ દુઃખી સંસારમાં ગળકાં ખાવાં રહેવું નથી, મારે બીજાં ખોટાં સુખો ભોગવવાં નથી, પુત્ર વિના સૌ સુનુંછે. પુત્ર વિના સંસારમાં જન્મ ધરે ન ધર્યા બરાબરછે.

### દુરથકી દીઠી દીકરી—એ રાગ.

પુત્ર વિના સુનો સંસાર, પુત્ર વિનાનો ધિક્ક અવતાર;
પુત્ર વિના પતિ ન દે માન, પુત્ર વિના કોણ દે પિંડ દાન;
પુત્ર વિના વંઝા સહુ કહે, પુત્ર વિના અપ સુકની લહે;
પુત્ર વિનાની પાપણી નાર, પુત્ર વિના નવ હોય વ્હેવાર;
ફળ વિના શી ઝાડની જાત, પુત્ર વિના તેવી જાણો માત;
ચંદ્ર વિનાની જેવી રાત, પુત્ર વિનાની તેવી માત;

જળ વિના જેવું કાસાર, પુત્ર વિનાની તેવી નાર;
પત્ર વિના તરૂ જેવું ઠુંઠ, પુત્ર વિના સુખ સઘળા જૂઠ. ૨

માટે હે પ્રભુ દીનદયાળ, જગતના કર્ત્તા, ભર્તા, અને હર્તા, તારી શક્તિનો પાર કોઈ પામી શકતું નથી, એવા જે સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન, તે મારી વિનંતી ધ્યાનમાં લઈ હું અભાગણી, અરે પાપણીપર અલ્પ કૃપા દ્રષ્ટી કરી આ મારો લાડકવાયો પુત્ર એકવાર મારી સંગાથે બોલે એવું કર. ધ્રુવ? મારા વ્હાલા તન? તને પણ મારી જરા દયા નથી આવતી ત્યારે હું તારી સમક્ષ મારો પ્રાણ ત્યાગ કરી તને હત્યા આપીશ. મારા બાળ? મારાથી તારી આ-સ્થિતિ નજરે જોઈ જતી નથી. મારૂં હૈયુ ફાટી જાય છે (રડતી રડતી માથુ કૂટે છે. આખર થાકીને પાછી જતાં સ્વગત) આ તપસ્વી અઘોર તપ કરતો દશમે દ્વાર શ્વાસ ચડાવી તનમન એકેશ્વરને અર્પણ કરી એક દ્રઢતાથી ઉ-ભેલછે, તેને પોતાના શરીરનું કશું ભાન નથી. એક શ્રી હરી એવા જે પ્રભુ તેનાં ચરણાર્વિંદની ભક્તિ શિવાય બીજી કશી ખબર નથી. તે તેની સગી માને સ્વરૂપે આવેલજ હું તેના વિલાપથી, પર્વતો ફાટી ગયા, મધુવનની ઝાડીનાં વૃક્ષે વૃક્ષ, ડાળેડાળ, નેવાને પાન શોકથી કરમાઈ ગયા, નાનાં નાનાં ઘાસ ખાનારાં પશુઓથી કરી મોટાં હિંસારી પશુઓ પોતાનું ભાન ભૂલી માહા શોકમાં ગરક થઈ ગયા, પણ એક દ્રઢતાથી એકેશ્વરને ભજતાં ધ્રુવને તેની કીંચિત માત્ર પણ અસર થઈ નહીં.

(આખર તે થાકી જઈ નિરાશ થઈ કામદેવનીપાસે આવી)

**કામદેવ**—કેમ કાંઈ ન થયું મોહિની?

**મોહિની**—તમે બંને જૂઓ તેમ મેં મારાથી બન્યુ તેટલું કરવામાં કસર રાખી નથી હવે તો હું થાકી, એક રાત્ર ને એક દિ-વસ મેં સરખો વિલાપ કર્યો પરંતુ એ તપસ્વીને જરા તો

અસર થાય ? અરે એતો પથર પર પાણી, માટે હવે તમથી બને તે કરો હુંતો સાતવાર હારી. (ગળગળી થાયછે)

**કામદેવ**—( કામિનીને ) તમે ધ્રુવનો ભાઇ જે ઉત્તમ કરીનેછે તેને સ્વરૂપે જાઓ, ને તમારાથી બને તે કરો, જોઇએ કાંઈ થાયછે ?

**કામિની**—આજ્ઞા પ્રમાણે વર્તવા હાજરછું ( એમ કહી ઉત્તમને રૂપે થઇ જાયછે )

અહા પ્રભુ ? હું ભટકી ભટકી થાકી ગયો, મારા પગમાં કાંટા વાગવાથી તે થાંભલા જેવા સુણી ગયાં છે, અન્ન મળે તો આજ કેટલા કેટલા દિવસ થઈ ગયા, પણ ધ્રુવની ભાળ લાગતી નથી, અરે ધ્રુવ, હે મારા ભાઈ, તું તે ક્યાં ગયો ? તું આપણી માતાનાં વચન પરથી ક્રોધને વશ થઇ તપશ્ચર્યા કરવા જતો રહ્યો, એ વાત તને યોગ્ય નથી. હે મારા બાંધવ, તું એકવાર તારૂં મુખકમળ મને દેખાડ. આપણે સાથે રમતા, જમતા, અરેરે !! તારા વહાલ, મને યાદ આવેછે ત્યારે મારો જીવ ઉડી જાય છે. રે ભાઈ? તું આવો નમેહેરો કેમ થયો? હું તારા જેવડોજ નહાનો તેને તજીને તું ક્યાં જતો રહ્યો. તારો વિયોગ મારાથી સહન થઇ શકતો નથી. મેં તારે માટે આજ છ માસ થવા આવ્યા રાજ, પાટ, સાહેબી, સત્તા, માત, તાત, સગાં, સહોદર, સુખ, વૈભવ, સર્વે તજ્યાં પણ તારી ખોળ ન લાગી. (ધ્રુવ તપ કરે છે ત્યાં જઇને) અરે આજ મારો બાંધવ, આજ મારો ભાઈ, આજ મારી જનેતાનો જાયો? અરે ભગવાન, તેની આવી દશા? આવાં કષ્ટો રાજકુમારની કોમળ કાયા, જેને સુવાને સવામણની શયા, ચડવાને ઘોડો, સોસો કીકરો હાજર રેહે, તેનાથી કેમ સહન કર્યાં જાય (રડેછે) એક પગ પર હુંતો એક પળ પણ ઉભો થઈ શકતો નથી, તો તું આટલા માસ થયા એક પગના અંગુઠાપર કેમ ઉભો રહી શક્યો છે? હે બાંધવ, તું નીચે બેસ, તારૂં શરીર દુખતું હશે,

તારો પગ ભારથી થાકી ગયો હશે. આપણે એક પગલાની રમત કરતા ત્યારે તો તું મારા જેટલીવાર પણ એક પગ પર ન ઉભો થઈ શકતો, તેની આટલા આટલા માસ એક પગપર નહીં પણ એક અંગુઠાપર ઉભાં રહેવાની કેમ હીંમત ચાલી છે? માટે હે ભાઈ, તું બેશી જા. આપણે વાતો કરીએ. તું મારાપર એટલી દયા કર, હે ભગવંત, આતે સ્વપ્નું કે સાચું, હું તે જાગુંછું કે ઊંઘમાં છું. મારો ભાઈ તો કેવળ શબ રૂપ થઈ ગયો છે હાય હાય!! હું હવે તાત માતા પાસે શું મોઢું લઇને જાઊં, બાંધવ? હે ભાઈ? તું એક વારતો તારી આંખ ઉઘાડી વાત કર એટલે મને સંતોષ વળશે, અરે પછી તારી મરજી હશે તો હું પાછો જઇશ, તને મારા સમછે. આમ કેમ માયા ઉતારી મુકીછે. અરે? આખરે નહીંજ બોલે, તો જ્યાં તું ત્યાં હું. હું આંહી મરીશ, હવે શું મોઢું લઈ પાછો જાઊં જગત કહેશે પોતાને રાજનો લોભ લાગ્યો, તે ભાઇને મારી નાંખ્યો. મને કલંક લાગશે, ભાઇ? તું એક વાર બોલ (એમ કરતો હૈયાફાટ તે રડે છે પણ કાંઈ ન વળવાથી થાકીને પાછો જાયછે).

**કામદેવ**—કેમ કાંઈ ન વળ્યું કે?

**વિદૂષક**—પોતે જેવાં ગયાં હતાં તેવાંજ વળ્યાં બીજું શું વળવાનું હતું!

**કામિની**—મારો તો રડી રડીને ઘાંટો બેશી ગયો અને વિલાપ કરી કરીને વાણી ખૂટી પણ એ તપસ્વીતો શબ રૂપછે તેને શું અસર થાય? હું તો સોવાર હારી.

**કામદેવ**—હવે હું પોતે એ તપસ્વીના પિતાને સ્વરૂપે જાઊંછું, કરશે પ્રભુ તો તપસ્વીને બોલાવીને પાછો વળીશ. (જાયછે, ને પિતાને રૂપે થઇને) અરે આજ છછ માસ થવા આવ્યા હું મારો વહાલો અને લાડકો પુત્ર ધ્રુવ, જે મારા કુળનો દીપક, તેને ખોઇ બેઠોછું. હું તેની શોધ માટે, વન ઉપવન, નદી નાળાં, વાડી, ઝાડી, મેદાન, જંગલ, પર્વત, ગુફા, દેશ, વિદેશ, ભટક્યો, પરંતુ તેની ભાળ લાગતી નથી. ભલા

પ્રભુ! મેં એવાં શાં અઘોર પાપ કર્યાં હશે કે આવો દુખી થાઉંછું. મારી કચેરીમાં આવી મારે ઉછરંગે બેસવા મને તેણે વિનંતી કરી તે વખતે તેની અપરમાએ તેને તરછોડીને એવાં વચન કહ્યાં, કે તેની છાતીમાં કોરાઈ રહ્યાં, ને આખર તે જતો રહ્યો, પણ હું મતિ હીન તે વખતે જરાએ બોલ્યો કે તેને વારી નહીં.

**વિદૂષક**—ત્યારે હવે આમ શાને શોક કરોછો (મનમાં જાણે છે કે કામદેવ છે).

**રાજા**— અરે ભાઈ તું ક્યાંથી મારા ધ્રુવને મને મેળવીશ? હું તારો આભાર માની તને રાજી કરીશ.

**વિદૂષક**—જાણોછોને પૂછોછો તો કહું છું કે પણે પેલા આશોપાલવનાં વૃક્ષ તળે ધ્રુવજી તપશ્ચર્યા કરેછે. એકવાર તો પામી વળ્યા હવે બીજીવાર જાઓ.

**કામદેવ**—(વિલાપ કરતો ચાલવા માંડેછે) હરી હરી!! આજ છ માસ થવા આવ્યા મને અન્નજળ હરામ થયાછે. મારૂં ચિત્ત વિહ્વળ બની ગયુંછે; અહો પ્રભુ, સૃષ્ટીના સરજનહાર? મારો પુત્ર મને એક વાર મેળવી આપ, અરે મને કોઈ મારા તનનો ચેહેરો એક વાર બતાવો. (રડતો રડતો ધ્રુવ ઉભેલછે ત્યાં જઇને) અરર !!! આ રહ્યો મારો પુત્ર!! હે પ્યારા પુત્ર? તું આમ કેમ ઉભોછે (તેને સ્પર્શ કરવા જાયછે પણ તેના તેજથી પાછો હઠેછે) દીકરા? તને આ શું થયું, આવું કરવાની સલાહ તને કોણે આપી. હવે તપ મુકી એક વાર મારા સામું જો. તારા વિયોગથી મેં અન્ન અને જળ તજ્યાં પુત્ર, મારો ગુનો માફ કરી મારી સાથે ચાલ, મારૂં રાજ હું તને સ્વાધીન કરૂં. ઉત્તમ તારો દાસ થઇને રહેશે, તારી બંને માતાઓ રડી રડીને અંધ થઈ ગઇછે, સુરતીતો મરણ તુલ્ય થઈ ગઇછે, હું પણ મારી મૂર્ખાઇને માટે ઘણોજ પસ્તાઉંછું, સઘળી પ્રજા તને જોવાને અતીશય આતુરછે. પુત્ર, હું લાડઘડવી તને

ઘણાં સુખ આપીશ, તને યજ્ઞોપવિત્ આપીશ, મોટો વિવાહ કરી તને પરણાવીશ, તારે હજી જગતને વિષે ઘણા લ્હાવા લેવાનાછે, માટે હે બેટા, તું એક વાર બોલ (રડેછે) હે રાજપુત્ર, હું તારે માટે આટલો આટલો તલખુંછું તો પણ તને મારી જરાપણ દયા આવતી નથી? હું તારે માટે રાજપાટ તજી તારી પાછળ ભટક્યો, માંડ છ માસે આજે તારી પાસે આવ્યો.હવે હું શું મોઢું લઈ પાછો જાઊં, તું રાજપુત્ર કોમળ કાયાએ આવાં કષ્ટ કેમ સહન કરી શકેછે, વળી આવી દ્રઢતા કેમ પકડીછે,અરે, તું કચેરીમાં આવ્યો હતો તે દિવસ કેટલું બધું બોલતો હતો, અને હેત લગાવતો હતો અને આજે આવો નમેહેરો કેમ થયોછે? અરે તારા શરીરમાં હાડ ચામ શિવાય કશું રહેલું નથી શરીરનું ભાનતો છેજ નહીં, આતો કેવળ શબ ઉભેલું છે, એમાં શી આશા રાખવી? (રડતો રડતો) હે સુત? આખર નિરાશજ કર્યા કે? હવે હું પાછો જાઊં, ને આ ખબર તારી માતાને મળેતો તે તેજ ક્ષણે પોતાના પ્રાણ તજે. માટે હે પુત્ર? તું એક વાર મારી સામું જો. હું તારો પિતા તેનાપર જરા દયા કર. તું નથી બોલતો તેથી મારૂં હ્રદય ફાટી જાય છે રે, (રડેછે) ધ્રુવ જેનું મન એકેશ્વરમાં લીન થઇ ગયું હતું તે શું બોલે? (આખર રડી રડી થાકી જવાથી જતો રહેછે)

અપ્સરા—કેમ તમે પણ વળ્યા પાછા ?

વિદૂષક—તમારે ત્યાંજ રાખવા હતા ?

કામદેવ—મારાથી બની તેટલી મેહેનત મેં કરી પણ સર્વે વ્યર્થ. મને લાગેછે કે ઇંદ્ર માહારાજનાં નશીબમાં હવે સ્વર્ગનું રાજ્ય નથી. આ તપસ્વી તેનું રાજ છોડવાનો નથી.

અપ્સરા—જેમ બનવાનું હશે તેમ બનશે (લલાટે લખ્યા લેખ મિથ્યા ન થાય).

## मालिनि.

सहि गगन विहारी कल्मष ध्वंसकारी.

दशसतकर धारी जोतिषां मध्य चारी
विधुरपि विधि योगात् ग्रास्य ते राहुणासौ
लिखितमपि ललाटे प्रोझियतुंकःसमर्थः

કામદેવ—એતો સત્યછે પણ હવે શું કરવું?
અપ્સરા—વળી પણ જેવાં આવ્યાં તેવાંજ જવું બીજુ શું?
વિદૂષક—ત્યારે ટાણે છ પાંચ ગણે. ભૂખ્યાં તરસ્યાંછો.
કામદેવ—ચાલો ત્યારે. ( સર્વે નિરાશ થઈ નિશ્વાસ નાંખતાં જાયછે )

## પ્રવેશ ૯ મો.

સ્થળ સ્વર્ગ.

ઇંદ્ર, કામદેવ, અપ્સરા, વિદૂષક, દેવતાઓ.

ઇંદ્ર— ( સ્વગત )ભલા ભગવાન! કામદેવ હજી આવ્યો નહીં, એમ ધારૂંછું કે તેનાથી કામ સિદ્ધ થયું નથી, અરેરે!! મારૂં સરવસ્વ જશે, એ તપસ્વી ડગે તેમ નથી. હે પ્રભુ? હવે હું શું કરૂ? મારા કોણ જાણે શા હવાલ થશે. મારાં અદ્રષ્યમાં કોણ જાણે શું લખ્યુંછે. કોઈ ઇલાજ લાગતોજ નથી. મારેજ મંદ ભાગ્યે એ તપસ્વી એવો દ્રઢ થયો છે. વિશ્વામિત્રઋષી જેવા ચળ્યા હતા તો આ મનુષ્યના શા ભાર? પણ મારૂં નશીબ નબળું તો પછી કોને દોષ દેવો ? દેવતાઓના દર્શણ પણ થતાં નથી. મને સાંજ સવાર માન શુકનો થયાં કરેછે. ( આવી રીતે ઊંડા વિચારમાં પડ્યો છે તેવામાં કામદેવ વગેરે આવીને નમન કરેછે તેને ) કેમ કામદેવ? કાંઇ ન વળ્યું?

કામદેવ—( નીચું જોઇને ) કૃપાનાથ, લાચાર છીએ, મેરૂ ચળે રવીની કળા ઘટે, પૃથ્વી પલટી જાય, માહાસાગર મર્યાદા મૂકે, પણ ધ્રુવ ચળે નહીં. તેની તો પરમાત્મા સાથે એવી દ્રઢતા

લાગીછે, કે–અમે તેને લલચાવવાને લાખો ઉપાય કર્યા પણ વ્યર્થ, વ્યર્થ, ને વ્યર્થ, (ગળગળો થઇ નિશ્વાસ નાંખેછે)

ઇંદ્ર— હવે તો સુર વર્ગને બોલાવીએ કારણ કે હવે શું કરવું તે તેમના સિવાય બીજો કોઈ રસ્તો બતાવનાર નથી. અરે ! મારૂં કોણ જાણે શું થશે, આવું સુખ, આવો વૈભવ, સઘળાં મારે તજવાં પડશે. એ તપસ્વી ખચીત મારૂં રાજ લેશે.

વિદૂષક—લ્યો પોતીઆં હાથમાં બીજું શું.

કામદેવ—સુરપતી? કૃપાનાથ? એમ દીલગીર થએ શું થાય, દુઃખમાં તેથી ઉલટો વધારો થાય છે, માટે હવે તો તરત પક્કો ઉપાય કરવો ઘટેછે. મને ડર લાગેછે કે તે રખેને ઇંદ્રાસન માગી લે. હરી હરી !! અમારા સર્વના શા હાલ થશે.

વિદૂષક—તમારે દીલગીર થવાનું કશું કારણ છેજ નહીં.

ઇંદ્ર— તમે જરા દીલગીર ના થાઓ. જે છે નથી તે મારે છે; મારે હવે આ સ્વર્ગમાં રહેવાની અવધી પૂરી થઇ રહી હશે. તેથી હવે તો કોણ જાણે મારા શા હાલ થશે.

મારે હવે શું કરવું તે મને સૂઝતું નથી, મારી મતી મૂઢ બની ગઈ છે, મને પળે પળે માન સુકન થયા કરેછે, તેથી સાફ સમજાય છે કે, મારા પર આફત આવી પડવાની છે. અને તે એ સિવાય બીજી કાંઈ નથી. કેમકે મારા ઉપાયોથી મોટા મોટા ઋષિ મુનીઓ પણ ચળાય માન થઈ તેમનાં તપ ધૂળ મળ્યાં, પરંતુ આ તપસ્વી જન તો મારેજ કર્મે આવો દ્રઢ થયોછે. હવે શું થશે તે કહેવાતું નથી, પણ કામદેવ તું જા, ને દેવતા વર્ગને આમંત્રણ કરી મોટા વિનયથી આંહી બોલાવી લાવ.

કામદેવ—તૈયાર રાજેંદ્ર હાજર છું (એટલામાં દેવતાઓ પ્રવેશ કરેછે)

ઇંદ્ર— પધારો સુરનરો? મારા પર મોટી કૃપા કરી.

બ્રહસ્પતી—હે સુરનાથ? જે વાતની આપને ચિંતા હોય તેની અમને કેમ ન હોય? અમારૂં આવવું તે દહાડે થએલ તે વાર પછી આપણા બધાના સમાન વિચાર પ્રમાણે તપસ્વીને ચળી-

ત કરવાને ઘટિત યોજનાઓ કરવામાં આવી હશે કિંતુ આપની જીજ્ઞાસા સંપૂર્ણ થઈ હોય એવું અમને લાગ્યું નહીં કેમકે, આકાશ, પાતાળ, સંસાર ને સ્વર્ગ આજ સુધી ભય ભીતીમાંથી જરાપણ મુક્ત થયાં નથી, બલ્કે તપસ્વીનું પ્રાબલ્ય વધતું હોય એમ ભાસે છે; આ પરથી આંહી આવવાનું દુરસ્ત લાગ્યું.

ઇંદ્ર— મેં મોટા મોટા, મુનીવરોને તપશ્ચર્યાથી ચળાયમાન કરી તેમનાં તપ ધૂળ મેળવ્યાંછે, પરંતુ આ તપસ્વી તો કોઈ કારણ રૂપજ છે. મેં તેને તપથી ભંગ કરવા માટે તજવીજો કરવામાં જરા પણ ખામી રાખી નથી તે એટલે સુધી કે હવે શો ઉપાય લેવો તે સૂઝતું નથી. આટલું આટલું કર્યા છતાં તેને કશી અસર થઈ નહીં. જેઓ જેઓને મેં એ કાર્ય માટે મોકલેલાં હતાં, તેઓ બધાં હારીને પાછાં આવ્યાં. માટે હે ગુરૂજી હવે શું કરવું તેની યોગ્ય સલાહ આપના તરફથી મળવાની આશા રાખુંછું.

બ્રહસ્પતિ—અમે આપની પ્રજા એટલે છોરૂ છીએ તો જેથી આપને સુખ શાન્તિ થાય તેમ કરવું એ અમારો અવલ ધર્મછે.

ઇંદ્ર— હું એમ સમજુંછું કે આપથી વિશેષ બલ્કે સમાન પણ બીજું કાંઈ નથી. અને તેટલા માટેજ દરેક સારી આશા આપમાં રાખુંછું.

ગુરૂ બ્રહસ્પતી—અમને તો એમ સૂઝેછે કે હવે આપણે સર્વે વૈકુંઠ ધામને વિષે જઇને શ્રીહરીની સ્તુતી કરીએ, ને પૂછીએ કે તપસ્વીની ઇચ્છા શું છે? અને અમને આમ પીડા શા કારણથી પ્રાપ્ત થઈછે?

ઇંદ્ર— બહુજ ઉત્તમ વાત કરી, આપની સલાહ પ્રમાણે કરવા હું હર વખત હાજર છું. (ચાલો હમણાંજ જઇએ.)

દેવતા— ઠીકછે પધારો સુખેથી. શ્રી પ્રભુએ ઘણી સંકટની વેળાએ દેવતાઓનાં કાર્ય સિદ્ધ કર્યાછે તે આ પ્રસંગે પણ કરશેજ (સર્વે મળી જાયછે.)

# પ્રવેશ ૧૦ મો.

સ્થળ વૈકુંઠ.

વિષ્ણું-ઇન્દ્ર, દેવતા, અને વિદૂષક. લક્ષ્મીજી અને ગરૂડજી.

વિષ્ણુ—(સ્વગત) ઓહોહો!! ઘણા ઋષિમુની, જોગી, જતી, તપસ્ચર્યા કરેછે; કોઈ અવનીપર શયન કરેછે, કોઈ માત્ર ફળાહાર કે જળપાન કરી રહેછે, રાત્ર દિવસ એક પગપર ઉભા રહેછે, કોઈ તીર્થે તીર્થ ભટકી યાત્રાઓ કરી, કોઈ, છાપા તિલક લગાવેછે, કોઈ ભજનો કર્યા કરેછે, કોઈ બ્રાહ્મણોને ભાવતાં ભોજન કરી જમાડેછે, કોઈ એકાદશી આદી માહાન અને અઘોર પાપથી ઉગારી લે એવા વ્રતો કરેછે, પણ આ પાંચ વર્ષના બાળક છોકરાએ તો હદવાળી. રાવણ અને બાણાસુરના તપની અવધીથી પણ આ તપસ્વીએ આડો આંક વાળ્યોછે. એક અંગુઠા ઉપર ઉભો રહી પોતાના પ્રાણ રૂંધી, ખાનપાન તજી ઇંદ્રીઓ વશ રાખી, મનોવિકારને જીતી, સંસારની જાળથી તમામ મુક્ત થઈ, એક ચિત્તે મારૂં સ્મર્ણ આદર્યુંછે. ઇંદ્રે તેને તપથી ભંગ કરવા જેથી માહાન તપસ્વીઓના મન ડગી જાય એવા અનેક ઉપાયો કર્યા, પણ એ છોકરો કિંચિત માત્ર પણ ચળ્યો નહીં. આ તેની દ્રઢતા અને મનોવૃતી જોઈ બહુજ પ્રસન્ન થયો છું હું ભકતવત્સળ કહેવાઉછું તો એ મારા ભક્તને દર્ષણ આપી તેની મન કામના પૂર્ણ કરવી જોઇએ (આમ વિચાર કરેછે એટલામાં ઇંદ્રને સર્વે દેવતા સાથે આવતા જોઇને (સ્વગત) એજ કારણ માટે આ બધા આવતા જણાયછે દેવતા બીકણ તે બીકણજ રહ્યા ( દેવતા ઇંદ્ર રાજા સહીત પ્રવેશ કરેછે તેમની આસના વાસના કરી યોગ્ય આસનોપર બેસાડેછે.) ચાસન અહો સુરપતી? આ દેવતાઓ સહવર્તમાન આપનું આંહી આવવું થયાનું શું કારણ છે?

ઇંદ્ર— હે જગતપતી, ત્રીલોકના નાથ? આપતો સર્વ સ્થળે અને ઘટોઘટ વ્યાપ્ત માનછો એટલે અમે સઘળા સાથે શા કારણ માટે આવ્યા છીએ તે આપથી અજાણ્યું નથી, તો પણ પૂછોછો તો કહુંછું, કે આપની સમક્ષ એક વિનંતી કરવાનીછે, અને તે કારણથી આપની સેવામાં હાજર થઈ દર્શણનો લાભ લીધોછે.

વિષ્ણુ— હે ઇંદ્ર, હે દેવાઓ? એવું જબરૂં કારણ કયુંછે કે જે માટે બધાઓ સાથે પધાર્યાછો તે સત્વર કહી દો, દેવતાઓનું રક્ષણ કરી તેમની ઇચ્છા પૂર્ણ કરવી એ મારો પ્રથમ ધર્મછે.

ઇંદ્ર— માહારાજ, અનાથના નાથ, હું તથા આ દેવતાઓ એક સંકટમાં આવી પડ્યા છીએ, અને તેમાંથી આપના શિવાય ઉગારનાર અવર કોઈ નથી.

વિષ્ણુ—દેવતાઓને દુઃખમાંથી મુક્ત કરવાને હું અહોનિશ તત્પર રહુંછું.

ઇંદ્ર— હે દયાસિંધુ? મૃત્યુ લોકને વિષે કોઈ માનવીએ અઘોર તપ કરવા માંડ્યુંછે, તેને તપે કરીને ધરણી ધ્રુજી ગઈછે, શેશનાગ તેનો ભાર ઝીલી શકતો નથી. સૂર્યનું તેજ દીવસો દીવસ ક્ષીણતાને પામતું જાયછે, અને ઇંદ્રાસન અહોનિશ ડોલ્યા કરેછે. તેથી અમને ભય લાગેછે કે આપ ભક્તવત્સળ ભગવંત તેને દર્શણ આપી વરદાન આપશો, તે વખતે તે ઇંદ્રાસન માગી લેશે, અને તેથી આ દેવતાઓ તો નહીં પણ હું માહા માહા કૃષ્ટને પામીશ.

બ્રહસ્પતી—(દેવતાની વતી) હે જગત પાળક? અમને તેનો ઓછો ભય નથી, એમ કરો, એવી અમારી સકળ દેવતાઓની વિજ્ઞપ્તી છે.

દેવતાઓનાં રક્ષણ તો આપ હમેશાં કરતા આવ્યાછો, સમુદ્ર મથન કરતી વખત આપની સહાયતા ન હોત તો દેવતાઓના પૂરા ભોગ લાગત, એવા અગણિત પ્રસંગે

આપે દેવતાઓને દુઃખમાંથી છોડવ્યા છે, તો હે કરૂણાસિંધુ? આ પ્રસંગે પણ અમે સકળ દેવતા ઇંદ્ર માહારાજ સહીત આપની શરણે આવ્યાછીએ.

**વિદૂષક**—(દેવતાઓને) ભોળા, તમને શુંછે? નવો રાજા થશેતો તમને પૂછી પગલું ભરશે એટલે તમારા તો દાદાના દિવસ.

**વિષ્ણુ**—હે ઇંદ્ર, હે દેવતા, એ તપસ્વીનો તમારે જરા પણ ડર રાખવો નહીં જે પાંચવર્ષને બાળકે આવું ઉગ્ર તપ આદર્યુંછે તે ઇંદ્રાસનની ઇછા રાખતો નથી, તેને સ્વર્ગ પતી થવું નથી, તે કિર્તિ, આબરૂ, યશ, સત્તા, કે સુખનો ભૂખ્યો નથી, તે માત્ર એકજ વાતનો તરસ્યોછે, ને તે એ કે—મારૂં દર્પણ અને મોક્ષ.

**ઇંદ્ર**— અહો પરમાત્મા? આપનું કહેવું સત્યછે, તથાપી જે વખતે આપ તેના શીરપર હાથ મુકી વરમાગુહી, વરમાગુહી, કહેશો, તે વખતે તેણે ઇંદ્રાસનની ઇચ્છા કરી, તો તે બક્ષ્યા વિના આપને છૂટકો છે? કેમકે આપ ભક્તવત્સળ છો.

**વિષ્ણુ**—ખાતરી રાખો કે એ તપસ્વીજન ઇંદ્રાસન નથી લેવાનો, હું તેને એવું પદ આપીશ કે તે કોઇને મળ્યું નથી ને મળશે પણ નહીં, તેને અત્યંત સુખ અને અચળ ધામની પ્રાપ્તી થશે, તમારે તેની જરા ફિકર કે ચિંતા કરવી નહીં.

**ઇંદ્ર**— હે માહારાજા? આપ તેને દર્શણ આપશો, ને ઇંદ્રાસન નહીં માગે એવી અમને શી ખાતરી.

**બ્રહસ્પતી**—ઇંદ્ર મહારાજનું કહેવું સત્યછે.

**વિદૂષક**—(દેવતાને) આ વિષ્ણુના બોલવા પર વિશ્વાસ રાખશો નહીં, તેનાં બચપણની બીના ભૂલશો નહીં. પાનખાઈ પદમશી હમણા બન્યાછે, પણ પ્રાણ ને પ્રકૃતી સાથે જાય. માટે સંભાળજો, હો.

**વિષ્ણુ**—ત્યારે લ્યો આ મારૂં વચનછે, કે તે ઇંદ્રાસન માગશે નહીં, ને મારે આપવું નહીં. તેણે પોતાનું તન અને મન મારાં સ્મરણમાં લીન કરી દીધાંછે, તેનામાં અને મારામાં કશો

ફેર નથી, એવું તપ અને એવી પવિત્રતા તેણે ધારણ કરીછે, માટે હું બધાને ભરોંસો આપુંછું કે, હે ઇંદ્ર? તમે આસન પર બિરાજી સુખે સ્વર્ગનું રાજ ભોગવો, અને હે દેવતાઓ, તમે બધા સૌ સૌને સ્થાનકે વગર ચિંતાએ સુખચેનથી રહો, હું હમણાજ તેને દર્શણ આપી તેની જીજ્ઞાસા તૃપ્ત કરીશ, એટલે તમારો ભય દુર થશે.

બ્રહસ્પતિ—અહો દીનબંધું ? આપના વચનથીજ અમારો ભય જતો રહ્યો, અમે સુખી થયા, માહારાજ ? અનેક વખતે દેવતાઓનાં આપે રક્ષણ કર્યાછે.

ઇંદ્ર— કૃપાધના? મારી પણ પૂર્ણ ખાતરી થઇ કે એ તપસ્વીનો હેતુ મને પરાભવ કરવાનો નથી. હવે અમને આજ્ઞા આપશો.

વિષ્ણુ—સુખેથી પધારો (સૌ નમન કરી જાયછે.)

વિદૂષક—રાજેંદ્ર? આજે ગોળ ચોખા ખાજો ગોળ ચોખા? હવે તમારૂં રાજ્ય જવાનું નથી.

વિષ્ણુ—(સ્વગત) વાહ ધ્રુવ વાહ? ધન્યછે તને, ધન્યછે તારાં માતપિતાને, ધન્યછે તારા કૂળને, કે મોટા મોટા તપસ્વીઓ હજારો વર્ષ તપ કરેછે તોપણ મારી પ્રસન્નતાને પામતા નથી અને તેં માત્ર છ માસમાં મારૂં મન હરી લીધું !! તને દર્ષણ આપી તારી જીજ્ઞાસાને તૃપ્ત કર્યા વગર એક દીવસ પણ હવે હું રહી શકવાનો નથી, શાબાશછે તારી દ્રઢતાને ઇંદ્રે કેટલું કેટલું કર્યું પણ તે સઘળું વ્યર્થ ગયું. વાહ? તું મારો ખરો ભક્ત છે, અને હું ભક્તવત્સળ કહેવાઉંછું, તો તું કે જેણે પાંચ ઇંદ્રિયોને વશ રાખીછે, મનોવિકારને દબાવી મૂક્યાછે, તેને દર્ષણ આપવામાં શા માટે વિલંબ કરૂં? જો, હું એમ કરીશ ને ભક્તની સંભાળ તત્કાળ નહીં લઉં તો, મારી ભક્તિ કોણ કરશે ને મારૂં નામ પણ કોણ લેશે? માટે કાલેજ સવારમાં જઈ ધ્રુવને દર્ષણ આપી તેની મનવાંચ્છના પૂર્ણ કરૂં (એમ વિચારેછે એટલામાં લક્ષ્મીજી આવેછે).

લક્ષ્મીજી—અહો યદુકુળભાણ, મારા માથાના મુગટ, આજે એવડા

તે શા મોટા અને ઊંડા વિચારમાં ગરક થએલા છો કે હું ક્યારની આપના ચર્ણાર્વિંદની પાસે ઉભી છતાં એકે અક્ષર બોલાતો નથી? હમેશતો મને દુરથી દેખીને પણ મોહું મલકાવ્યા વિના રેહો નહીં. કોઈ પ્રીયજન સાંભર્યું હશે?

**વિષ્ણુ**—હું જરા વિચારમાં હતો તેથી તમે આવ્યાં તે ધ્યાનમાં ન રહ્યું, બીજું કશું કારણ નથી.

**લક્ષ્મીજી**—એતો બધું ઠીક, બાળપણથીજ ટેવ પડીછે, ત્યારેજ મોઢે મીઠું મીઠું અને કાલું કાલું બોલીને હજારો ગોપીઓને ભોળવીતો.

**વિષ્ણુ**— હવે એ વાત જવાજ દ્યો.

**લક્ષ્મીજી**—સાચે સાચું કહીએ એટલે કહેશો એ વાત જવા દો, પણ હમણાં બીજી કોઈ સાંભરવાથી તે વિચારમાં પડ્યાને લીધે મને ન બોલાવી હોય તો ખાઓ મારા સમ જોઊં?

**વિષ્ણુ**—હે પ્રિયા, તમારા સમ જો એવી વાત હોય તો, હુંતો બીજોજ વિચાર કરતો હતો.

**લક્ષ્મીજી**—મારા સમ ખાવાતો પાણીને પાડછે. હું જેવીતો સોળહજાર એકસોને આઠછે, તો કહેવતછે કે કાનખજુરાનો એકપગ ભાગ્યો તો શું? ને હજારો કામદુગા દૂઝતી હોય તેમાં એક કમતી થઈ તોપણ શું. આપને પણ તેમજછે.

**વિદૂષક**—એ વાત તો ખરી આપણે તો કાન ઝાલીએ છીએ. એ વિશે એમ કહેવાયછે કે સ્ત્રી મુઇને પગની મોજડી ફાટી સરખી. બીજી લાવતે શી વાર?

**વિષ્ણુ**—હુંતો એમ જાણુંછું કે લક્ષ્મીજી મારા જીવથી જૂદાં નથી, અને તે તમથી પણ અજાણ્યું નથી, છતાં એવા ઊંધા વિચાર કેમ આણો છો?

**વિદૂષક**—શોકપર વધારે પ્રેમ રાખોછો માટે બીજું કારણ હોય તો મારા કાન કપાવું.

**લક્ષ્મીજી**—(જરા ઉતરી ગએલ ચેહેરે)સ્વામીનાથ,મારા વહેમ ખોટાનથી આજકાલ આપે મારાપરની પ્રીતી કમતી તો કરી નાંખીછે.

**વિષ્ણુ**—અરે પ્યારી! એમ શું બોલોછો, હું ઘડીવાર દેખું નહીં, તો પણ મારા જીવને ચેન પડે નહીં, તેવું તમે પોતે પણ કબુલ કર્યાં છતાં?

**લક્ષ્મીજી**—માહારાજ? ક્ષમા કરજો હુંતો હસુછું.

**વિષ્ણુ**—ચાલો ત્યારે એ મશ્કરી હાલ જવાદો. અહીં બેસોને હું પૂછું તેનો ઉત્તર આપો.

**લક્ષ્મીજી**—શી આજ્ઞા સ્વામીનાથ, (એમ કહી વિષ્ણુની ડાબી બાજુએ બેસેછે).

**વિષ્ણુ**—પૃથ્વી ઉપર ઉત્તાનપાદ રાજાનો પુત્ર ધ્રુવ આજે છ છ મહીના થયા મારાપર તપ કરેછે, તેત્રીસક્રોડ દેવતા અને ઇંદ્રને પણ જેણે પોતાનાં ઉગ્રતપથી હેબકાવી દીધા છે, તેને મારો વિચાર થાયછે કે કાલે સવારમાં દર્પણ દઈને તેના મનકામના પરીપૂર્ણ કરીએ.

**લક્ષ્મીજી**—માહારાજ આપ ભક્તવત્સળને એમજ ઘટે.

**વિદૂષક**—(આસપાસ દોડતો) અરે રામ રામ !! ધ્રુવના શરીરમાં જરા ચૈતન્ય હોતતો આ વખતે તેને વધામણી આપી લાડુ જમત.

**વિષ્ણુ**—ત્યારે કાલે સવારમાં આપણે જઇશું. (ગરૂડજીને) ગરૂડજી? તમે પણ કાલે સવારે તૈયાર થઈ રહેજો.

**ગરૂડ**— આજ્ઞા શિરતાજ કરૂંછું કૃપાનાથ?

**લક્ષ્મીજી**—(બીજી સવારે) વિષ્ણુને, મારા માથાના મુકુટ, ભક્તજનને સહાય થવાનું કામ આપનું અવલછે, તેમાં વળી ધ્રુવ જેવા તપસ્વીને વરદાન આપવામાં વિલંબ શા માટે કરવો જોઇએ.

**વિષ્ણુ**—(ચાલો ત્યારે) (ગરૂડને) ગરૂડજી તૈયારછો કે?

**ગરૂડ**— માહારાજ સુખેથી મારાપર સ્વારી કરો, આપને પ્રતાપે કરીને એક ક્ષણમાં મધુવનને વિષે પહોંચાડીશ. (વિષ્ણુ લક્ષ્મીજી સહવર્તમાન સ્વાર થઈ મધુવન તરફ જાયછે.)

---

# अंक ३ जो

## प्रवेश १ लो.

**શ્રીવિષ્ણુ, લક્ષ્મીજી, ધ્રુવ.**

વિષ્ણુ—(રસ્તે ચાલતાં લક્ષ્મીજીને) આ વખત કેવો રમણિય દેખાય છે સૂર્યનારાયણ અવનીપર પોતાની સત્તા ફેલાવી રાત્રી હતી તેનો દિવસ કરવાને પોતાનાં કિરણો પ્રકાશવાની તૈયારીમાં છે, આકાશનો રંગ વાદળી હોઇને રાતા રંગ સાથે કેવો શોભાયમાન થઈ રહ્યો છે. પક્ષીઓ પોતાના માળામાં જે રાત્ર વખતે ભરાઈ ગયાં હતાં, તેઓ બહાર આવી કેવ મીઠે સ્વરે કલ્લોલ કરી રહ્યાંછે? વૃક્ષોનાં પાંતરાંપર દવનાં ટીપાં કેવા મોતીનાં દાણા જેવા ચળકેછે? કમળ કેવાં ખીલવા માંડ્યાં છે, આ ચકવો ચકવી રાત્રિના વિયોગથી કેવાં આનંદભેર એક બીજાને મળેછે, થંડી થંડી પવનની લેહેરમાં મયૂરો કેવે મધુરે સ્વરે ટહુકડા કરી રહ્યાછે?

લક્ષ્મીજી—માહારાજ! હું પણ એ ખૂબી જોયા કરૂંછું વિરહિણીને આ દેખાવ અને આ ખુબી અગ્નિના ભડકા જેવી લાગ્યા વિના રેહે નહીં. જેનો શ્યામ સંગાથે ન હોય તેને આ મજા કશા કામની નથી પણ ઉલટી ખેદકારક છે, પણ મધુવનમાં તો આપણે આવ્યાં કે શું? આ વૃક્ષની ઘટા, આ યમુનાનું જળ, એપરથી મને લાગેછે કે નકી મધુવનમાં આપણે આવી પૂગ્યાં (એટલામાં ધ્રુવ તપ કરેછે તે જગાએ ગરૂડજી આવી ઉભા રહ્યા અને શ્રીવિષ્ણુ લક્ષ્મીજી સહવર્તમાન ઉતરેછે, વિષ્ણુને લક્ષ્મીજી સહવર્તમાન ધ્રુવની પાસે જતા જાણી દેવતાઓ આકાશ માર્ગે જોવા બેઠા, ઈંદ્ર પણ શું થશે તે જાણવાની આતુરતામાં અધીરો થઈ દેવતાઓની પાસે આવી બેઠો. એટલામાં શ્રીવિષ્ણુ ધ્રુવ પાસે આવીને લક્ષ્મીજીને) આ તપસ્વીની દ્રઢતા જોઈ મને અત્યાનંદ

થાયછે, અહોહો!! તેનાપર પક્ષીઓએ માળા ઘાલ્યા છે, દરભનાં છોડ ઉગી ગયાંછે, અસ્તી અને ચર્મ શિવાય કશુ રહ્યું નથી, આવી સ્થિતિએ પહોંચ્યા છતાં તે પોતાનાં એક પગના અંગુઠાપર ઉભા રહેલછે.

લક્ષ્મીજી—અહો દયાસિંધુ, આ મનુષ્યની ભક્તિમાં, તપમાં અને સ્થિરતામાં કાંઈ કસર નથી. એના તપ આગળ હજારો વરશનાં તપ સમુદ્ર આગળ જળનાં એક બિંદુની બરાબર છે; માટે માહારાજ? તેને સત્વર જાગૃત કરી, તેની કાયા નવપલ્લવ કરી, તેનાપર પ્રસન્ન થઇ, તેને મોં માગ્યાં વરદાન આપો. તેણે આપનાં ચરણકમળ જે મોટા દુર્લભ તે પામવાને માટે કષ્ટ વેઠવામાં ખામી રાખી નથી, એ ખરે ખરો ભકતજનછે માટે હે વિશ્વંભરનાથ? તેનાં મસ્તક ઉપર આપનો કોમળ હાથ ફેરવી તેને સજીવન કરો. આહાહા!! આ બિચારો પાંચ વર્ષનો નાનો બાળકછે, તેના વિયોગથી તેનાં માતપિતા કેવાં મુંઝાતાં હશે? તેમને અન્નજળ ઝેર થઈ પડ્યા હશે, રાતની નિંદ્રાતો શાનીજ આવતી હશે, દીકરા તો દેવતાનેપણ દુર્લભ તો આવા તનુંજ તપ કરવા એકલા વનમાં જાય, તે કેમ જોવાય, ને તેના વગર કેમ રહી શકાય? પણ શાબાશછે એ બાળકની છાતીને, આ વનમાં વાઘ, સિંહ, વરૂ આદી હિંસારી પ્રાણીયો ધોળે દિવસે કેવાં દોડાદોડ કરી ચીસો પાડ્યા કરેછે તે રાતને વખતે શું કરવામાં બાકી રાખતાં હશે? તેથી પણ એ ડર્યો નહીં. તેની અવસ્થા હજીતો પાણીને ભૂ કહેવા જેવડીછે, માહારાજ, એટલીવારમાં તેનો આવો વૈરાગ્ય, આવું જ્ઞાન, આવી ભક્તિ, અને આવી આપના ચરણને વિશે પ્રીતિ છે તે જોઇ મને અતી આશ્ચર્ય લાગે છે, ને હવે તેને આવી સ્થિતિમાં જોઉંછું તે મારાથી ખમી શકાતું નથી ને બહુ દયા આવે છે, હુંતો આ બાળકપર અત્યંત પ્રસન્નછું ને હે વિશ્વપતિ? આપ કેમ આમ ધૈર્ય અને મૌન વૃત

ધારણ કરી ઉભાછો. હવે તો તરત તેને આ સંકષ્ટથી મુક્ત કરો.

વિષ્ણુ— તમે સોચ જરા નકરો આ તપસ્વીએ મારૂં મન એવું પ્રસન્ન કર્યું કે તેમાં અને મારામાં કશો તફાવત હવે રહ્યો નથી, હવે હું અને ધ્રુવ એકજ રૂપ છીએ એમ સમજો. હું હમણા તેને જાગૃત કરી મન માન્યું વરદાન આપી તેનાં માત તાત પાસે પાછો કુશળે મુકીશ, એમ કહી શંખનો નાદ કરવા માંડ્યો તેવુંજ ધ્રુવને ભાન આવવાથી ચક્ષુ ઉઘાડી અસ્તી ચર્મનાં પિંજર સહીત શ્રી વિષ્ણુનાં ચરણમાં માથું નાંખી પડ્યો, તેવાજ વરમ મુહી, વરમ મુહી, (એમ કહી તેનાં કાષ્ટવત્ શરીરપર હાથ ફેરવી તેને નવ પલ્લવ કર્યું. આ વખતે દેવતા સરવે શંખના નાદ અને આ સ્વર સાંભળી હર્ષિત થયા, અંતરિક્ષથી પુષ્પની વૃષ્ટી થઇ, સ્વર્ગમાં દુંદભી નગારાંના નાદ થયા અને સુર લોકને વિષે આનંદ આનંદના સ્વર નીકળવા લાગ્યા.)

લક્ષ્મીજી—સ્વામીનાથ? એ બાળને ઉભો કરો. તેનું શરીર નવ પલ્લવ થતાં તે કેવું શોભેછે, રાજપુત્ર છે તે ખરોછે.

વિષ્ણુ— હે ધ્રુવ, હે પુત્ર? માગ, માગ હું તારાપર પ્રસન્નછું અને ઉભો થા. હે વત્સ? તારી જે ઇચ્છા હોય તે કહી દે, પરીપૂર્ણ કરવા તત્પરછું, તેને હાથ ઝાલી ઉભો કરેછે.

ધ્રુવ— શરીરમાં ચૈતન્ય અને શક્તિ આવ્યાથી ઉભો થઇને.

**ઇંદ્રવજ્રા છંદ.**

ગદા અને શંખ કરે ધર્યાછે, પદમ વળી ચક્ર નક્કી ઠર્યાછે,
ગરૂડ ગામિં ગુણશું વદું હું, હે નાથ નારાયણને નમું હું.
નમું પ્રભુ નામ નિરંજનાય, નમું નમું યાદવ કૂળરાય.
નમું નમું લક્ષ્મિ પતિ સુરેશ, નમું નમું હું તમને મહેશ?

અહો દીનાનાથ, દીનબંધુ, દયાસિંધું, ભક્તવત્સળ, ભીડભંજન આપતો સમર્થછો, બ્રહ્મા વિષ્ણુ અને મહેશ, ત્રણે એક રૂપછો, ભક્ત જનને તારનાર આપછો. જે મનુષ્ય

ગોએ એટલે કપટ વિનાને હૃદયે આપનું ચિંતવન કરેછે, ને દ્રઢ વિશ્વાસ રાખેછે, તેને કશું સંકષ્ટ નડતું નથી, અહો કૃપાસાગરા, લાખો ભક્તોને આપે સુખી કરી આ ભવ સિંધુમાંથી તાર્યાછે, નરસિંહ મેહેતે વિશ્વાસ રાખ્યો, તો વણિકનું સ્વરૂપ ધારણ કરી તેની લખેલી હુંડી તત્કાળ સ્વીકારી, મશ્કરી નાગરી નાત વચે અચંબો ઉત્પન્ન કરી તેની પુત્રીનું મોસાળું કર્યું, હાર વખતે આપે ખરેખરી સહાયતા આપી. સુદામાને ખાવાના સાંસા હતા, અંગપર વસ્ત્ર પુરૂં પેહેરવાને નહોતું, તે આપની ભેટ લેવા આવ્યો તે વખતે ઘરમાં એવી ચીજ કોઈ નહતી કે આપને ખાતર તે લાવે પરંતુ શુદ્ધ અંતઃકરણે તે મુંઠી તાંદુળ લાવ્યો તે સ્વીકારી તેને નવનિધ અને અષ્ટમાસિધ આપ્યાં, પ્રેહેલાદને દુઃખી કરવામાં તેના પિતા હિરણ્યકશ્યપુએ કશી કસર રાખી નહીં, પણ પ્રેહેલાદ ખરી દ્રઢતાથી આપનાં સ્મર્ણ, આપની ભક્તિ અને આપનાં નામનેજ વળગી રહી વિશ્વાસ રાખ્યો, તો હે જગતના પાળક? તેને મરણ્ય તુલ્ય સંકષ્ટમાંથી ઉગાર્યો, વિદુરજીએ ખરે ભાવે ભાજી જમાડવા ધાર્યું તો આપે રાજાનાં પકવાન પણ તજી દીધાં. એવા અગણિત ભક્તોને આપે સંકષ્ટમાંથી પાર કીધા છે. હે દયાનિધી? મોટા મોટા મુનીવરો, મહાન તપસ્વીઓ, જોગી જતીઓ, હજારો વર્ષ પર્યંત પોતાની દેહને અસહ્ય કષ્ટ આપી અહોનિશ આપનું સ્મરણ કર્યા કરે છે, તથાપી તેમને આપનાં દર્શણ સ્વપ્નાંતરને વિશે પણ ક્વચિતજ થાયછે, હે અશરણા શર્ણ? આપની ગતી અગાધછે, આપનું પ્રાબલ્ય પાર વિનાનુંછે, આપની મતી ગહનછે, આપની કૃતી સાનંદ આશ્ચર્ય ઉપજાવનારીછે, આપનાં ચાતુર્યની સીમા નથી, આપના ગુણ અને ઉપકારનું વર્ણન શેશનાગ તેની સહસ્ર ફેણથી પણ કર-

વાને અસમર્થ છે તો હું પામર પ્રાણી કોણ માત્રછું? એવુંછે તો અહો પરમાત્મા, અને ઘટોઘટ વ્યાપી રહેલા માહાપ્રભુ? હું માહા પાપી અગણિત દોશોથી ભરેલો, કુકર્મનો કોથળો, તેનાપર આપની કૃપાદ્રષ્ટીછે તો, આ દુઃખમય સંસાર સાગરને વિશે હવે વધારેવાર ડચકા ભરવા ન દેતાં આપનાં ચર્ણારવિંદની પ્રાપ્તી થવા શિવાય કશી વાંછના મને નથી. માત્ર એ મારી ઉત્કંઠાછે માટે હે વિશ્વનાથ, કૃપા કરો, કૃપા કરો, (એમ કહેતો શ્રી વિષ્ણુનાં ચરણમાં માથુ નાખી પડેછે.)

વિષ્ણુ—અરે પુત્ર? તું નકી સમજ કે તું જે માગીશ તે સઘળું આપવા હું હમેશાં તત્પર રહીશ (તેને ઉભો કરીને) હે વત્સ? સાંભળ? મારા ભક્તો પાસે હું કાચ્ચા સુતરને તાંતણે બંધાએલોજ છું. મારા ભક્તોએ શયન કર્યું હોય ત્યાં હું નિરંતર જાગૃત રહી તેમની રક્ષા કરૂંછું. મારા ભક્તો બેઠેલા હોય ત્યાં હું સદા તેમનો પેહેરેગીર બની ખડો રહુંછું; મારા ભક્તોને જે દુભેછે તેનું સત્યાનાશ વાળુંછું, મારા ભક્તો જરા દીલગીર હોય તો તે જોઈ મારૂં હૃદય બળી જાયછે. મારા ભક્તો જરા દુખિત અવસ્થામાં આવી જાય તો હું તેમને તેથી મુક્ત કરૂં ત્યાં સુધી માહા દુઃખ સમુદ્રમાં ડુબી જાઊંછું, તેઓ સંતોષથી સુખી રહેછે તો હું હર વખત ખુશીમાં રહુંછું. માટે હે પુત્ર? હે ધ્રુવ? તારા મનની જે વાંચ્છના હોય તે સત્વર કહી દે હું પરીપૂર્ણ કરવા તત્પરછું, મારા ચરણની પ્રાપ્તીતો તને થઈ, પરંતુ બીજું કાંઈ માગીલે.

ધ્રુવ— (એક ચિત્તે આ બધું સાંભળતો હતો તે ઊંચો નજર કરતાં લક્ષ્મીજીને ઉભેલાં જોઈ તેને પગે પડીને) અહો માતાજી? હું કેવો મુંઢમતી કે આટલો વખત થયો આપના ચર્ણારવિંદનાં દર્શણનો લાભ લીધો નહીં. હે જનેતા, મારો અપરાધ ક્ષમા કરજો.

લક્ષ્મીજી—પુત્ર ધ્રુવ? હું તારાપર પ્રસન્નછું. તેં આ જગતને વિષે તારૂં નામ કાયમ કર્યું છે. તારી કીર્તિ સૂર્યચંદ્ર આ પૃથ્વીપર રહેશે ત્યાં સુધી ગવાશે. તારી જે ઇછા હોય તે માગી લે.

ધ્રુવ— અહો તાત માતા, જો આપ મારાપર પ્રસન્નછો તો હું આપની સેવામાં નિરંતર રહું એવું વરદાન માગુછું તે આપો.

હું આ દુઃખી સંસારમાં વધારે વાર રહેવાને લેશ માત્ર પણ ખુશી નથી સંસારનાં ક્ષણભંગુરે સુખ અને કાચા કુંભ જેવી આ કાયાના શા ભરોસા? માટે હે પ્રભુ! આપનાં ચરણની ભક્તિ સદાયને માટે આપો.

વિષ્ણુ—તથાસ્તુ, તથાસ્તુ, તારા ભાગ્ય પ્રમાણે થશે પણ હે ધ્રુવ? હમણાં હું તને આ સંસાર અને દેહથી મુક્ત કરીશ તો, જગમાં શું વાત ગવાશે, કે ધ્રુવ તેના પિતાથી રીસાઇને તપ કરવા ગયો તે રઝળી રખડીને મૂઓ, ને સગાં સહોદરથી જૂદો પડી, રાજનાં સુખ ખોયાં પણ પરમેશ્વર મળ્યા નહીં.

ધ્રુવ —અહો પરમાત્મા? આપનાં દર્ષણ જે અતી દુર્લભ છે તેને હું પામ્યો તો રાજ પાટ માત પિતા સગાં સહોદર કે સ્નેહીનો ખપ કે દરકાર મને છેજ નહીં. મારે તે સુખ જોઇતું નથી આપનાં દર્ષણ પામ્યો તો હવે પાછો હું એજ સંસારમાં દુખી થવા કદાપી જવાનો નથી.

વિષ્ણુ—હે પુત્ર? તારાં માત પિતા તારા વિયોગથી અતી દુઃખી થઈ ગયાં છે. તારા તાતને તેમજ સુમતી જે તારી અપરમા તેને તેમનાં નિર્દયપણાનો ખરા અંતઃકરણથી પસ્તાવો થયોછે, તેઓ તારા દર્ષણ માટે બપૈયા જેમ મેઘની રાહ જુએ તેમ તૃષાતુર થઈ રહ્યાંછે.તું સંસારનાં સુખ દુઃખથી મુક્ત થયો,તારો આત્મા મારામાં સમાઈ ગયો એમ સમજ. પરંતુ એક વાર તું તારા રાજમાં જઈ તારાં વૃદ્ધ માત પિતાને મળી તેમનાં વિયોગનાં દુઃખ દુર કરી તારા તાતનું

રાજ ભોગવ, ને સુરતીને સુખી કર. તે તારા વિયોગથી મરણ તુલ્ય બની ગઇછે. તું તારા પિતાનું રાજ છત્રીસ હજાર વરસ ભોગવીશ, અને તારી કીર્તિ, આબરૂ, યશ, નામના, અને માન વધારીશ. તે વરશો પૂર્ણ થઈ રહેથી હું એક વૈમાન મોકલીશ, તેમાં બેશી તું વૈકુંઠ ધામમાં આવજે. હું તને મારી ભક્તિ અને અચળ પદ આપુંછું, તે સૂર્ય ચંદ્ર તપશે ત્યાં સુધી સંસારને વિશે ધ્રુવ એટલે જે ચળાયમાન નહોતાં સ્થિર છે તે એવી રીતે ઓળખાશે.

ધ્રુવ— અહો અશરણા શર્ણ, અનાથના નાથ? જેવો વખત દેવને મળવો મુશ્કેલ તેવો આવ્યોછે, તો આપ મને પાછો સંસારના નર્કમાં ન મોકલો. આપની કૃપાનો ઉપયોગ આવો કેમ કરોછો ?

વિષ્ણુ—ધ્રુવ? તું એમજ સમજ કે તારો મોક્ષ થયો. હમણાંજ હું તને મારી સાથે રાખીશ તો તને મેં આગળ કહ્યું તે જગતમાં વાત ચાલશે કે ધ્રુવ રઝળી રઝળીને મૂવો, તે અગ્નીસંસ્કારને પણ પામ્યો નહીં માટે પુત્ર? તું એકવાર તારાં માતપિતાનાં ચક્ષુ જે તને જોવાને હર્ષાતુર થઈ રહ્યાંછે, તેને તૃપ્ત કરી તારા પીતાનું રાજ ભોગવ, અને મારા વચનપર ભરોસો રાખ.

લક્ષ્મીજી—ધ્રુવ? હું પણ એમજ કહુંછું તું એકવાર જા. માહા પ્રભુ એવા જે શ્રીવિશ્નુ તેમની પ્રેરણાથી તારો પિતા તારાં બહું માન રાખશે. તારી અપરમા પણ તારો બોલ ઉથાપન કરશે નહીં ને સઘળાં તારી આજ્ઞામાં રહેશે. તારો મોટો ભ્રાત ઉતમ તારી આજ્ઞામાં સદાકાળ રહેતાં રાજ્યમુકુટ તારાપર બિરાજશે. અને છત્રીશ હજાર વર્ષ વીતે વિમાનમાં બેસી તું વૈકુંઠમાં આવજે, એટલે તને અચળ પદની પ્રાપ્રી થશે શ્રી વિશ્નુનું વચન હરગીજ મિથ્યા નહીં જાય, માટે એકવાર અમારૂં કહ્યું માન.

ધ્રુવ— (શ્રી વિષ્ણુને ચરણે નમીને) અહો પ્રભુ! આપ આટલો બધો આગ્રહ કરોછો તો આપનાં અને માતુશ્રીનાં વચન-પર વિશ્વાસ રાખી હું તે માન્ય કરવા તત્પરછું.

વિષ્ણુ અને લક્ષ્મીજી—(તેનો વાંસો થાપડીને) પુત્ર ધ્રુવ? તારૂં કલ્યાણ થાઓ, તારી ખ્યાતી જગતમાં અમર થઈ. તું અચળ પદને પ્રાપ્ત થઈ, ફરી જગતને વિશે જઈશ તેથી ભક્તજનને ભરોસો આવશે કે ભક્તવત્સળ ભગવાન જે ભક્તી કરેછે તેને સહાયતા હરદમ આપેછે. અહો વત્સ? તારી સાતપેઢી તેં તારીછે. તેમનાં પાતક નાશ પામ્યાં, તેઓને વૈકુંઠની પ્રાપ્તી થઈ છે. અને છત્રીશહજાર વરશ વીતે તું તારા માતતાત સહવર્તમાન વૈકુંઠમાં આવી અચળ પદને પામીશ. તું કાંઈ વાતે ઓછું જાણતો નહીં, મારી તારા ઉપર સદા કૃપા દ્રષ્ટીછે, હે બાળ, તારી પ્રખ્યાતી વધો, જગતમાં યશ પ્રસરો, તથાસ્તુ. (એમ કહેતાં ધ્રુવ તેમને પગે પડેલોછે તેની પીઠ ફરી થાપડી અદ્રશ્ય થાયછે ને ધ્રુવ ઉભો થાયછે.)

ધ્રુવ— (સ્વગત) ધન્ય ભાગ્ય, ધન્ય દિવસ ને ધન્ય ઘડી કે શ્રી માહાવિષ્ણુ એવા જે પરમાત્મા પરમેશ્વર તેનાં ચરણકમળનાં દર્શણ હું પામ્યો.વળી હે મધુવન? તને પણ ધન્યછે કે શ્રીહરીના ચરણના સ્પર્શને તું પામ્યું.હવેતો ચાલ જીવ ઉતાવળો જાઉં ને મારી દુખી થએલી માતાનાં દુખડાં કાપું.એમ વિચારી યમુનાંજીમાં સ્નાન કરી ફળાહાર કરી રસ્તે પડેછે. (રસ્તે ચાલતાં રાત પેલા તપસ્વીની પર્ણકુટીમાં રહ્યા ને ત્યાંથી સવારે રસ્તે ચાલતાં વિચાર થવા લાગ્યો કે,) આ હાહા!! મને જગત હસશે કહેશે કે છોકરાથી છાશ પીવાય નહીં તેમ શ્રીપ્રભુ મળ્યા તોપણ ફરી તે પાછો સંસારના દુઃખ ભોગવવા આવ્યો. અરે! મેં મૂરખાઈ તો કરી પ્રભુનાં દર્શણ પામ્યો તોપણ મોક્ષને પ્રાપ્ત ન થયો હે પ્રભુ મેં આપનાં

વચનપર ભરોંસો રાખ્યોછે. હે માતા લક્ષ્મીજી ? આપે પણ મને પાછો જવા ઘણું કહ્યું. માટે મને ભરોંસો છે કે જે આપની આજ્ઞાથી થયુંછે તે વાસ્તવિકછેજ, જગત એમ જાણશે ધ્રુવ બાળક તે શ્રીહરીને પ્રસન્ન કરીને માયામાંથી મુક્ત થવાને બદલે ઉલટો સંસારની જાળમાં ગુંથાયો, ને શ્રીહરી મળ્યા તોપણ ફોકટ જવા દીધા અરે પણ એ બધા વિચાર જાૂઠાછે. મહાત્મા પ્રભુએજ વચન મને આપ્યુંછે તે કદી વ્રથા જવાનું નથી, અને હુંતો ખરેખરો ભાગ્યશાળી કે શ્રીપ્રભુનાં દર્શણને પામ્યો, માટે ખોટા કુતર્કને હે જીવ? જવા દે.

( એમ વિચારતાં આગળ ચાલતો ચાલતો પોતાના ગામ નજીક આવી પહોંચ્યો ને એક વાડીમાં રાત્ર વાસો રેહેવા ઠરાવ કર્યો. સવારમાં નિદ્રા તજી દંત ધાવન તથા સ્નાન કરી, નિત્ય નીયમ કરવા લાગ્યો.)

# પ્રવેશ ૨ જો.

**સ્થળ રાજમેહેલ.**

**રાજા, લોકો, પ્રધાન, સુમતી, સુરતી, વિદૂષક.**

( રાજા હમેશની પેઠે પરોડમાં ઉઠી ધ્રુવના વિયોગની દીલગીરીમાં બેઠોછે તેવામાં મેહેલની નીચે.)

**૧લોમાણુસ**—માહારાજ, વધામણી, વધામણી છે. ધ્રુવજી પધાર્યાછે, આપની વાડીમાં છે, માહારાજ, પેહેલી વધામણી મારી છે.

**બીજોમાણુસ**—વધાઇછે માહારાજ, વધાઇછે, ધ્રુવજી તપશ્ચર્યા કરી પાછા આવ્યાછે, પૃથ્વીનાથ.

**લોકોનુંટોળું**—ધન્ય ભાગ્ય, ધન્ય ઘડી, રાજાજી ! આપણા ધ્રુવ માહારાજ વરદાન લઈ પાછા પધાર્યા, આજે દીવાળી, દીવાળી,

( ચારેમેરથી આ ખુશાલીના પોકાર સાંભળીને )

**રાજા**— ( બારીમાંથી મોઢું બહાર કાઢીને ) અરે લોકો, હું દુખીઆની

તમે શા માટે મશ્કરી કરોછો, મારો પુત્ર જેનો આજ છ છ માસ થયા પતોજ નથી તે એકા એક આવે એવાં મારાં નશીબ નથી. રીસાઈ ગએલા પુત્ર એમ કેમ આવે, માટે તમે હાંસી કરવી છોડી દઈ તમારે રસ્તે જાઓ.

**ટોળું—** પૃથ્વીપતી-ધ્રુવજી પધાર્યા સત્યછે, વાસ્તવિક છે, (એકેશ્વરે) સાચુંછે, પધાર્યા, પધાર્યા.

**રાજા—** અરે, હું ભાગ્યહીન એવો ક્યાંથી નશીબદાર હોઊં કે મારો રૂઠેલો તનુજ ઘેર આવેલો દેખું? હું હરરાયા ઢોરની પેઠે રાત્ર દિવસ ધ્રુવનું નામ રટુંછું, માટે તમે બધા મારી મશ્કરી કરોછો.

**વિદૂષક—**( દોડતો દોડતો આવીને ) કૃપાનાથ? ધ્રુવ કે'વા ને વાત કેવી હું વધામણી ખાઊં, ત્યારે ખરી વાત માનજો ( એમ કહી પાછો વળીને) માહારાજ ધ્રુવજી પધારી ચૂક્યાછે, એ વાત જૂઠી નથી, પણ વધામણી મારી થાય હો. ( ખુશી થતો આસ પાસ દોડેછે ) પ્રધાન આવેછે.

**પ્રધાન—**પૃથ્વીનાથ? આપને નમન કરૂંછું.

**રાજા—**કલ્યાણમસ્તુ પ્રધાનજી ?

**પ્રધાન—**માહારાજ? ધ્રુવજી પધાર્યાછે એ વાત આપે સાંભળી કે? હુંતો સાંભળીને તરત આપની હજુર હાજર થયો, ભલા આજનો ધન્ય દિવસ.

**રાજા—** આ નાગરિકો એક સ્વરે વધાઈને ખુશાલીના અવાજ ક્યારના કરેછે, પણ હુંતો જાણતો હતો કે તેઓ મારી મશ્કરી કરેછે, કેમકે હું અહોનિશ ધ્રુવનું રટણ કરતો ગાંડા જેવો થઈ ગયોછું.

**પ્રધાન—**નહીં રાજાધિરાજ, ધ્રુવજી આવ્યા એ વાત સત્યછે, ને આપની વાડીમાં ઉતારો કર્યોછે, એ ખબર મેં પણ મેળવી. અને ધ્રુવજી શ્રીહરી એવા જે વિષ્ણુ તેનાં દર્ષણ કરી વરદાન લઈને આવ્યાછે, માટે આજેતો ખેવડી ખુશાલી કૃપાનાથ?

**રાજા**— પ્રધાનજી પુત્રના વિયોગથી રોઇ રોઇને મારી આંખોનું પાણી ખૂટયું; આ સંસાર મને સુન્ય જેવો લાગેછે, સુરતી તો મરણ તુલ્ય થઈ ગઈ છે, ને સુમતીના પણ ભુંડાહાલ થવામાં બાકી નથી રહી. મારા એવાં પુન્ય નથી કે ધ્રુવ પાછો આવે. એટલામાં વીણાવગાડતા શ્રીનારદજી આવેછે.

**પ્રધાન**—કૃપાનાથ મુની નારદ પધારેછે (ઉભા થઈ આસન આપી પુજા કરેછે).

**નારદ**—હે રાજા? તારા ભવિષ્યનો ઉદય થયો, તું પૂર્ણ ભાગ્યવાન કે તારો પુત્ર આવ્યો, ધન્યછે તને, ધન્યછે તેને, અને ધન્ય છે તેની જનેતાની કૂખને, ધ્રુવે મોટા મોટા મુનીવરોને હરાવ્યા, મોટા મોટા તપસ્વીઓને નીચું જોવરાવ્યું, મહાયજ્ઞાદિક કર્મના કરવાવાળાને લજાવ્યા, કેમકે તેઓ હજારો વરસ પર્યંત પ્રભુની ઉપાસના જૂદે જૂદે પ્રકારે કરેછે, તથાપિ તેનાં દર્ષણ તેમને થતાં નથી. એવા પરમાત્માને તારે પુત્રે છમાસમાં ઓળખ્યા, અને તેનાં દર્ષણને પામ્યો. ધન્ય ભાગ તારા કે આજે એવો પુત્ર પાછો તારે ઘેર આવ્યો. માટે હે નૃપ? તમે બધા મળી તેને માન મરજાદથી તેડી લાવો, ને આ તારૂં રાજ્ય તેને સ્વાધીન કરો. તે છત્રીસહજાર વરશ રાજ ભોગવી, કુટુંબ અને પ્રજાને સુખી કરી, પોતાની કીર્તિ ફેલાવી, વૈમાનમાં બેશી વૈકુંઠમાં જશે. તે તમને સઘળાને તારશે, સાતપેઢીતો સ્વર્ગે ગઈ, તારા જેવો ભાગ્યશાળી કોઈ થયો નથી ને થશે પણ નહીં (હવે હું જાઉંછું).

**રાજા**— ઋષિજી? આ નાગરિકોની વાતને મશ્કરી માનતો હતો, પરંતુ આપના કહેવાથી ખાત્રી થઈ. તો હવે આપના કહેવા પ્રમાણે તેને મારા દરબારમાં પધરાવી આ રાજપાટ તેને સોંપી, હું મારા બાકીના દિવસ ઇશ્વરભક્તિમાં ગાળીશ. પરંતુ અહો મુનીજી? આપનો હું બહુજ આભારી થયો છું, તે વનમાં ગયો, તે દિવસે આપે મને જે ધીરજ આપી હતી, તેપર આધાર રાખી બેઠો હતો, તો આજે વધામણી

મળી, ને આપને પ્રતાપે કરીને હું ભાગ્યશાળી કહેવાયો.
(તેને ચરણે નમેછે)

**નારદ**—હે નૃપ? તારૂં કલ્યાણ થાઓ, ને કુટુંબ પરીવાર સુખી રહો.
( જાય છે )

**રાજા**— પ્રધાનજી? આજ સુધી જેમ રાજની લગામ હાથ રાખી હરેક કામ કરતા આવ્યાછો તેજ રીતે આ કામ પણ બર લાવો; હુંતો હર્ષે ઘેલા જેવો બની ગયોછું, શું કરવું, તે સૂઝતું નથી, ક્યારે ધ્રુવને દેખું એમ થયા કરે છે, તેને ભેટવાને બહુજ અધીરો બની ગયોછું, માટે તમે તૈયારી કરવાની ઉતાવળ કરો, સ્વારી તમામ તૈયાર રાખો, હું આ વધામણી ધ્રુવની બંને માતાને આપી આવું, સુરતીતો ગાંડીજ બની જશે. (જાયછે)



## પ્રવેશ ૩ જો.

**સ્થળ સુમતાનો મેહેલ.**

**સુમતી પછીથી રાજા અને સુરતી.**

**સુમતી**—(સ્વગત) વાહ પ્રભુ? તારી ગતી ગહનછે? તારી કળા અકળછે, તું પલમાં અહિતે કરેછે, જળ ત્યાં સ્થળ ને સ્થળ ત્યાં જળ કરવા તું સમર્થ છે, તારા ગુણનું વર્ણન શેષનાગ સરખા કરવાને શક્તિવાન નથી તો હું તુચ્છ પામર શી ગણતીમાં છું? હું મારા પુત્ર ઉત્તમને દેખતી, તો બીજું કશું રૂચતું નથી, તનમન ને ધન હું તેનેજ સમજતી ધ્રુવ પણ જે મારો પુત્રજ કહેવાય તેનેતો મેં બોલાવ્યોપણ નહીં, કે તેની સામું સરખું પણ ન જોયું. આહાહા!! ઘણી વખત મારી પાસે આવી કાલું કાલું બોલી મને રીઝવતો, પણ હું અભાગણી તે ગણકારતીજ નહીં. અને આજે હવે એજ ધ્રુવના વિયોગથી અન્ન ભાવતું નથી, રાત્રે નિદ્રા

આવતી નથી, કોઈ સાથે બોલવું પસંદ પડતુ નથી, ઉત્તમ રોજ ધ્રુવની સંગાથે રમતો, તે પણ એકલો એકલો થઈ રહ્યોછે, તેનો ચેહેરો ઉદાસને ઉદાસજ રેહેછે, તે મને હર વખત પૂછેછે કે માતા? ધ્રુવ ભાઇ ક્યાંછે? હું તેનો કશો જવાબ આપી શકતી નથી, જે ધ્રુવનું મને મોઢું ન ગમતું તે વિના એક ક્ષણપણ ચેન પડતું નથી, પણ કહું કોને? હાથના કર્યા હૈએ વાગ્યાંછે, એ પુત્ર કચેરીમાં આવ્યો તે દિવસ મેં પણ તેને કડવાં વેણ ન કહ્યાં હોત તો આ દિવસ આવત નહીં. આંધળો ભીંતમાં ભટકાય ત્યારે ચેતે તે પ્રમાણે હું પણ ધ્રુવને જોઈ શકતી નહીં તેજ તેના વિયોગથી માહા દુઃખ પામુંછું. હે પ્રભુ? જે મતી મને હમણાં સુઝી તે આગળથી કેમ ન સુઝી? પણ ખરી વાત છે. એમ થયા વગર "પલમાં ચાહે તે કરેછે" એ વાત ખરી કેમ પડે? મને હવે ખાતરી થઈ. હવે હું બહુ પસ્તાઉંછું, પરંતુ પાણી પીને ઘર પૂછેથી શો ફાયદો? હવે મારા ધ્રુવનું મોઢું હું ક્યારે દેખીશ? હે પ્રભુ એકવાર મારા ધ્રુવનું મોં દેખું તો તેને મારી નજરથી અળગો ન કરૂં (એમ કરતાં આંખમાં આંસુ આવેછે ને રડેછે) હે ધ્રુવ તું મારો ગુન્હો માફ કરી તારો ગુસ્સો દુર કર. બાળકની રીસતો ઘડીવારની હોય, પણ તેંતો છછમાસ થયા તારી રીસને ટકાવી રાખી, તુંતો મોટી વયના માણસ કરતાં વધારે ટેકવાળો થયો. હે ધ્રુવ ઓ પુત્ર? તું એકવાર આવી મારી નજરો ટાઢી કર, હું તને મારા હૈયાસાથે ભીડું (એમ કલ્પાંત કરે છે એટલામાં રાજા આવેછે)

**રાજા**— પ્યારી વધામણી!! ધ્રુવ આવ્યો.

**સુમતી**— હેં!! (જરાવાર રહીને) ઘરડે ઘરડપણ પુત્ર જેવા પુત્ર ખોઈ બેઠા તોપણ હજી આપને ઠેકડી સુઝેછે, મને વિચારમાં પડેલી જોઇ આપને એમ બોલવાનું મન થયું હોય તો ભલે, પણ હું એ વાત ન માનું. ધ્રુવ તે ક્યાંથી

આવે ? જેને ગએ છ માસ થઈ જવા આવ્યા કાંઈ સંદેશો મળ્યો નથી કે તે ક્યાંછે ? તો એકાએક આવી ચડે એવાં આપણાં ભાગ્ય ક્યાંથી ?

**રાજા—** તારા સમ, હું જુઠું બોલતો નથી, એ આવ્યોછે અને વાડીમાં ઉતારો કર્યોછે, આપણે બધાં મોટી સ્વારી સાથે જઈ તેને આંહીં તેડી લાવશું. હું તને કહેવા આવ્યોછું કે તું પણ તૈયાર થા.

(સુરતી જે પોતાના મેહેલમાંથી નાગરીકોની વધામણીના પોકાર સાંભળતી હતી તે હર્ષઘેલડી થઈ બહાર આવીને રાજાને સુમતીના મેહેલમાં બોલતાં સાંભળી ત્યાં ગઇ.)

**રાજા—** (સુરતીને આવતી દેખીને) ધ્રુવ આવ્યોછે તેને તેડવા મોટી સ્વારી સાથે આપણે બધાં જઇશું માટે તું પણ તૈયાર થા.

**સુરતી—**(રોજ રડવાથી સ્વર નીકળતો નથી, આંખોમાં ખાડા પડી ગયાછે, શરીરમાં હાડ ચામ શીવાય કશું રહ્યું નથી, માથાના વાળની લટ બંધાઈ તે વીખેરાઈ ગઆ છે. જુનાં પાનાં લૂગડાં પેહેર્યાછે, એવી શોકમાં ગરકાવ થઈ ગઈ હતી તે આ ખુશીની ખબર સાંભળી બોલી) ચાલો માહારાજ એવા દિવસ ક્યાંથી કે હું ખોવાએલા મારા લાડકવાયા પુત્રને મળું, અરે હું તેને નજરે કયાંથી દેખુ ? ધ્રુવ, અરે મારો પુત્ર આવ્યો? આતે સ્વપ્નું કે સાચુ?

**સુમતી—**બેન હવે મારા અપરાધ ક્ષમા કરી મનમાંથી રોશ બધો કાઢી નાંખી, આપણે એકજ રથમાં બેસવા કબુલ કરો તો સારૂ. આજે મોતીના મેહવરશ્યા કે ધ્રુવજી ઘેર આવ્યા, માટે બેન? મારી વિનંતી સ્વીકારો તો ઠીક.

**સુરતી—**તમારાપર મને રોશ છેજ નહીં,તેમ તમે ગુન્હો કર્યોછે એમ પણ હું માનતી નથી, સૌ પોત પોતાનાં લખ્યાં ભોગવેછે બેન! એમાં બીજાને દોષ દેવો એ મૂરખાઇછે. આપણે ખુશીથી બંને એકજ રથમાં બેશીશું. આવો દિવસ આવ્યો. તો પછી બીજું જોઇએ શું?

**રાજા—** ત્યારે તમે બંને તૈયાર થાઓ હું જઇને વધામણીઆને વધામણીની પેહેરામણી આપું, પ્રધાન સ્વારીની તૈયારી કરશે.

**સુમતી—** વધામણીઆને આપવામાં જરા હાથ સાંકડો રાખશો નહીં આજે તો ધન્ય દિવસ કે ધ્રુવજી ઘેર આવ્યા. માટે સૌને સારી રીતે સંતોષ પમાડજો.

**રાજા—** કશી ચિંતા નહીં, ધ્રુવથી વિશેષ મારે પૈસા કે ઘરેણાં લુગડાં નથી. (જાયછે.)

**સુમતી—**( પોતાની પેટીમાંથી લૂગડાનો બચકો તથા ઘરેણાંનો ડાબડો સુરતીને આપતાં ) બેન, લ્યો આજે તો આ વસ્ત્રા ભૂષણ તમે પેહેરો. આજના જેવો બીજો આનંદનો દિવસ ક્યાં આવવાનો છે.

**સુરતી—**( તે લઇને ) બેન, હું હમણાં આવુંછું ( એમ કહી પોતાના મેહેલમાં જઇને ) અહો દીનદયાળ પ્રભુ! તારી કળા અને તારી ગતીનાં હું પામર શાં વખાણ કરૂં. ધ્રુવ વનમાં ગયો તે દિવસે મારા જીવને કેટલી દીલગીરી અને કેટલો શોક હતો, તે તારા ચરણને વંદીને પાછો આવ્યા તો તેટલોજ હર્ષ થાયછે. હે પ્રભુ, મારા પુત્રને આ નેત્રે નીરખતાં મને કેટલો આનંદ થશે! મને ખરે ખરી સુખી કરી, જે માહારાજ અને સુમતી મારૂં મોહું ન જોતાં એટલુંજ નહીં પણ મને દુઃખી કરવામાં જેણે બાકી નથી રાખી, તેજ આજે તારે પ્રતાપે હે દીનાનાથ? તારી પ્રેરણાથી કેવાં મીઠાં વચન બોલેછે? અરે સુમતીને મારી સ્થિતીનો ખરેખરો ખ્યાલ આવવાથી આ વસ્ત્રાભૂષણ આપ્યા. હવે એ આજે હું ખુશીથી પેહેરૂં તેમાં શી નવાઇ? ચાલ જીવ આજ તો દીવાળીથી અધિક આનંદનો દિવસછે. ( એમ કહી લૂગડાં ઘરેણાં પેહેરી પાછી સુમતીના મેહેલમાં જઇને ) બેન, ઉત્તમને લુગડાં ઘરેણાં પહેરાવો, ( તેને પણ પેહેરાવ્યાં સુમતીએ પણ પહેર્યાં પછી ખુશીની વાતો કરતાં બેઠાં.)

---

# પ્રવેશ ૪ થો.

**સ્થળ રાજ મેહેલ.**

**રાજા, પ્રધાન, અને નાગરિકો—ધ્રુવ, સુમતી, સુરતી વગેરે.**

**રાજા—** પ્રધાનજી? જે લોકોએ પ્રથમ આવીને ધ્રુવજી આવ્યાની ખુશ ખબર આપી તેમને કિમતી વસ્તુઓ આપો. જુઓ કોઈ વાતે ઓછું રાખશો નહીં. આવો હરખનો દિવસ ઉગ્યો તો પૈસા સામું જોવું નહીં.

**પ્રધાન—**બહુ સારૂં અન્નદાતા? પણ આપ આપને હાથેજ આપો તો બહુ રૂડું.

**રાજા—** ઠીક છે ત્યારે, બોલાવો તેમને (એમ કહી વધામણીઆ સૌને બોલાવી પ્રથમ અવલમાં જેણે ખબર આપી હતી તેને ગામ, ગરાશ, હીરામાણક, આપ્યાં. બાકીમાંથી કોઇને શાલ, દુશાલા, વેઢ વીંટીઓ, વગેરે આપી સૌને ખુશી કર્યા કોઇને બાકી ન રાખ્યો. (એટલામાં નેપથ્યમાં અવાજ થાયછે માહારાજ સ્વારી તૈયાર છે.)

**પ્રધાન—**કૃપાનાથ, સ્વારી તૈયાર છે, આપ પધારો.

**રાજા—** હું તૈયારછું, ને ધ્રુવની બને માવરોનો રથ જોડાવી મારા હાથી પછવાડે રખાવજો. (એમ કહી બાહાર જઇને જુએછે તો) સૌથી આગળ નગારાં નિશાન ઝુકી રહ્યાંછે નિશાનના રાતા, પીળા, લીલા, નેજા આમ તેમ ફરકી રહ્યાંછે, હાથીઓને સોનેરી ઝૂલો ઓરાડીછે, ઘૂઘરમાળાઓ બાંધીછે, સોનારૂપાના દાગીના પેહેરાવ્યાછે, કેટલાકપર સોનાની હીરે જડીત અંબાડી શોભી રહીછે, કુંભસ્થળપર ભાત ભાતનાં ચિત્રો પાડેલાંછે, તેના છકથી તેઓ આમથી આમ ને આ તરફથી આ તરફ ડોલી રહ્યાછે, વળી કચ્છી, સોરઠી, સિંધી, કાબલી, એવા અનેક જાતના અશ્વો હણ હણાટ કરી રહ્યાછે. પાયદળ હાથમાં બંદુક, ઢાલ, તીર, કામઠા, સમશેર, લઈ ઉભેલછે, નગારાં, સ-

રણાઈ, ઢોલ, ડફ, રણશીંગડાં, ભૂંગળ, ઇત્યાદિ અગણિત વાજીંત્રો વાગી રહ્યાંછે ગામના લોકોએ જાણે દીપોત્સ્વી કરી હોય તેમ કોઇએ માથે પટકુળો બાંધેલાં, શાલાં ઓઢેલાં, કોઈએ ધોયેલાં કપડાં પેહેરેલાં, કોઈએ હાથે છોકરાં વળગાડેલાં. કોઈ એકલા, કોઈ પોતાના સોબતીઓ સાથે, એમ ટોળેટોળાં હર્ષભેર સ્વારી જોવા આવ જા કરતાં હતાં, રાજા આ જોઈ બહુ આનંદ પામ્યો. એટલામાં પ્રધાને આવી ઇશારત કરી એટલે સ્વારી ચાલવા માંડી અને રાજા હાથી ઉપર બિરાજ્યા કે નકી બે મધુર પણ તીક્ષણ સ્વરે પોકાર કરી સલામતી લેવરાવી. એવી રીતે આગળ રાજા અને તેની પછવાડે બંને રાણીઓના રથ ચાલવા લાગ્યા. (ચાલતાં ચાલતાં સ્વગત.)

વાહ!! મારી પ્રજાનો પ્રેમ ધ્રુવના આવવાથી કેવો ઉભરાઈ આવ્યોછે!! ગલીએ ગલી અને ઘરેઘર ભીડ કેટલી થઇછે? કેટલીક કામનીઓએ પોતાનાં બાળકને ઉમંગ ભેર તેડી લીધાંછે. કેટલીક જુવતીઓ પોતાની સખીઓ સંગાથે હાસ્યવિનોદ કરતી ઉભીછે, તેમાં કેટલીકના ચેહેરા ગંભીરતા પકડી રહ્યાછે, પરંતુ તે સર્વના ચેહેરાપર આનંદ આનંદ વર્તી રહ્યોછે, (ચાલતાં ચાલતાં જે વાડીમાં ધ્રુવ બેઠેલોછે ત્યાં પહોંચ્યા.)

ધ્રુવ— (સ્વગત) મેં મારૂં નિત્યકર્મ પરીપૂર્ણ કરી લીધું હવે પિતાજી પાસે જાઉં તો ઠીક (વાજીંત્રોનો અવાજ કાને પડવાથી) અરે!! આ શું (ઉંચુ જોઇને) આતો પિતાજી મોટી સ્વારી લઈ મને સામા આવેલા જણાયછે; અહો! એટલો બધો શ્રમ એમણે શા માટે લેવો જોઇએ! હું તરત સામો જઈ ચરણે નમું (ધ્રુવ જાયછે અને રાજા પણ હાથી ઉપરથી ઉતરેછે.)

ધ્રુવ— પિતાજી આટલો શ્રમ આપે શા માટે લીધો. (એમ કહી તેના ચરણમાં શીશ મેલછે.)

**રાજા**—(તેને ઉભો કરી છાતી સમો ભીડતાં ગદગદ કંઠે) પુત્ર! તારા વિયોગથી મને બહુ દુઃખ થતું હતું, આ જગત મને શૂન્ય લાગતું હતું, રાતદિવસતો જુગ જેવડાં લાગતાં, તું પાછો આવ્યો તેથી મને મોટાં કષ્ટમાંથી છોડાવ્યોછે મારી આંખોમાં ખાડા પડી ગયા હતા, તેજ ક્ષીણ થઈ ગયું હતું, તે આજે પાછી સારી થઇ; આજે હું ફરી જન્મ પામ્યો હોઉં તેમ મારા શરીરના છત અને શૌર્ય પાછાં આવ્યાં. હે પુત્ર? મારી મૂરખાઇને લીધે મેં તને બહુ દુઃખી કર્યો. તું પાંચવરસનો નાનો બાળ તેને વનમાં કાઢ્યો, મારી મતી મૂઢ બની ગઈ હતી, હું સ્ત્રીને વાંસે અંધ બની ગયો હતો, પરંતુ મારા લાડકા પુત્ર? હવે મને જ્ઞાનરૂપી ખરાં નેત્ર આવ્યાંછે, મારો ગુનો ક્ષમા કરજે, મેં ન કરવાનું કામ કર્યું. તને અને તારી માતાને પૂરતુ ખાવાને ન આપ્યું આ બધું સાંભરેછે ત્યારે મારૂં દિલ બહુજ દુખાય છે. છોરૂ કછોરૂ થાય પણ માવિત્ર કૂમાવિત્ર ન થાય, પરંતુ મેંતો એથી ઉલટું કરી જગતમાં ગવાયા જેવી વાત કરી, મને મારાં કર્મનો બહુજ પસ્તાવો થાયછે (રડી પડેછે).

**ધ્રુવ**— (પોતાનાં ધોતીઆને છેડેથી તેની આંખો લુહીને) પિતાજી? આ શું? આપે કશું કર્યું નથીતો આટલી દીલગીરી શાની? ને ક્ષમા કેવી? આપને પસ્તાવો થાય એવું કોઈ કારણ આપના તરફથી બન્યુ નથી, માવીત્ર કમાવીત્ર થયાં નથી, હું વનમાં ગયો ને આપને પ્રતાપે પરમેશ્વર જે પરમાત્મા તેનાં દર્શણને પામ્યો તે માટે તો આપની ખ્યાતી વધીછે, આપની કીર્તિ એ માટે જગતમાં ગવાશે, આપને દીલગીરી થાય એવું કાંઈ બન્યુ નથી. આપના પુન્યને લીધે જેનાં દર્શણ દેવને દુર્લભ તે હું પામ્યો, ને જે પદ ઇંદ્રને નથી મળતું તે મને મળ્યું, મને કશું દુઃખ વેઠવું પડયું નથી, માટે હવે શોક તજી આપ હસ્તાપર બીરાજો, હું મારી

માતુને જઇને મળું. (રાજા હાથીપર બેસેછે ને ધ્રુવ સુમતીને મળવા જાયછે.)

ધ્રુવને આવતો જોઈ બંને રાણીઓ રથમાંથી હેઠે ઉતરે છે ને ધ્રુવ પ્રથમ પોતાની અપરમા જે સુમતી તેને જઈ ચરણે નમેછે.

**સુમતી**—(આંખમાં પાણી લાવીને) પુત્ર? તું ક્રોડ વરસ જીવતો રેહે. (એમ કહી તેનો વાંસો થાપડેછે)

**ધ્રુવ**— માતાજી આપની આશીશ માથે ચડાવુંછું.

**સુમતી**—(રડતી રડતી) મારા વહાલા દીકરા? હુંતો તારા મહા અપરાધમાં છું તને જે આટલું બધું દુઃખ આટલો બધો પ્રયાસ, અને આટલો બધો વિયોગ વેડવો પડ્યો તેનું મૂળ હુંજછું. અરર!! મારી બુદ્ધિ બળી ગઈ હતી, હું પાપણી હવે બહુજ પસ્તાઉછું. તારા વિયોગનું અને મારી કુકર્મી બુદ્ધિનું જ્ઞાન તારા ગયા પછી તરતજ મને થયું અને ત્યારથી મને અન્નજળ અને નિદ્રા હરામ થઈ પડ્યાં, આ સંસાર કડવો વિખ જેવો લાગવા લાગ્યો, અને મારાં ભુંડાં કર્મના મને પશ્ચાતાપ થવા લાગ્યો, હુંનથી જાણતી કે મારી શી ગતી થશે, પરમેશ્વર આવી પાપણી અને દુષ્ટને કેમ સંઘરશે! પેલેભવ કોઈ એવાં પાપ કરેલાં તેથી આવી મતી સુઝી, અને વળી આવતે અવતાર કોણ જાણે મારા શા હવાલ થશે. હું રોરવ નર્કની અધીકારી થઇશ જે મારા પુત્રને વનમાં કાઢી દુઃખી કર્યો. મેંતો ન કરવાનું કર્યું પણ હે ધ્રુવ, હવે તું મને ક્ષમા કરે તો મારા જીવને નીરાંત વળે (રડેછે).

**ધ્રુવ**— (તેની આંખો લોહીને) જનેતા? આટલો બધો કલ્પાંત શાને કરોછો? ખરો પ્રતાપ તો આપનોજછે કે જેણે કરીને હું શ્રી હરીનાં ચરણને પામ્યો, આપે તો ખરો માતાનો ધર્મ બજાવ્યોછે, એવી માવરો કોઇકજ જગતમાં થઈ હશે કે થશે, જેણે પોતાના પુત્રને સદ્ ઉપદેશ આપી જ્ઞાન ઉત્પ-

જ કરેલું હોય અથવા કરે, મારી ખરી માતા તો આપ કે જેને પુન્યે કરીને હું શ્રી વિષ્ણુનાં દર્શણ પામ્યો. આપની કીર્તિ તો સુર્ય ચંદ્ર તપશે ત્યાં સુધી ગવાશે, ને એને માટે આપને અંતે વૈકુંઠધામની પ્રાપ્તી થશે, આ વખતે તો દીલગીરીને બદલે ઉલટો હર્ષ પામવાનો વખતછે, કે આપને વચને કરીને મેં પરમેશ્વરને પ્રસન્ન કર્યા. માટે હે માતુ? હવે આપ રથમાં બિરાજો. (તેને રથમાં બેસારી પોતાની ખરી માને ચરણે નમ્યો).

**સુરતી**—( પુત્ર વિયોગથી દુખી થએલી, અહોનિશ ધ્રુવના નામની માળા જપનાર, રડવાથી આંખોનું તેજ ઉડી ગએલું, એવી સ્થિતીમાં આવી ગએલી તે પોતાના પુત્રને ભેટેલો જોઈ જોઇને રડી પડીને બોલી) ઉઠ પુત્ર ઉઠ? આવો હર્ષનો વખત આવશે એમ મેં ધારેલુ નહોતું, દીકરા? હું વધારે તને શું કહી બતાવું, જો છાતી ઉખેલી બતાવાનું હોય તો તેમ કરૂં, પણ એ સઘળા ઉચાટ તેં આજે ટાળ્યા, ને મારા દુઃખ સામું જોયું, આજે તું ઇશ્વર પ્રસન્ન કરી આવ્યો તેથી મારા જીવને ટાઢક વળી, મારા લાડકા પુત્ર! આવ તને મારા હૈયા સાથે ભીડું કે મારૂં હૃદય ટાઢુ થાય (તેને છાતી સમો ભીડેછે.)

**ધ્રુવ**— (આનંદથી રડતો રડતો) મારી વહાલી મા? હુંતો એક શબ્દ પણ બોલવાને કે તારો આભાર માનવાને શક્તિમાન નથી, મારા જન્મ દિવસથી આજ સુધી તેં જે જે મારાપર ગુણો કર્યાછે તેનો બદલો હું સાતભવ તારી નોકરી કરૂં તોપણ વાળીશકું નહીં મા? મને રમ્તે આવતાં તારી પ્રીતી, તારૂં વહાલ, અને તારા ગુણનું સ્મરણ થતું ત્યારે મારાથી રડ્યા વગર રહેવાતુ નહીં ને એમ થતુ કે હવે તરત માને મળું. પરમેશ્વરે આજે મને તારો મેળાપ કરાવ્યો તેથી મને બહુ આનંદ થાયછે, પણ માતા? તારા ચેહેરામાં એટલો શોક આવી ગયોછે કે તેં મારા વિયોગમાં બહુ

દુઃખ વેઠ્યુંછે, એમ સાફ જણાઈ રહેછે; પરંતુ તારા પુન્ય પ્રતાપ અને શુભ આશીરવાદને લીધે હું શ્રી વિષ્ણુ એવા જે ભગવાન તેનાં દર્શણ પામી અચળ પદને પ્રાપ્ત થયોછું. હવે દુખના દહાડા વહી ગયા. સુખના સૂરજ ઉગી ચૂક્યા, તું કશી વાતે ઓછું જાણીશ નહીં, હવે હું હમેશાં તારી નજર આગળ રહીશ (એમ કરે છે એટલામાં ને હર્ષ થવાથી રાજા, સુમતી, પ્રધાનવિગેરેની સમક્ષ સુરતીને પાનો આવ્યો, સ્તનમાંથી દૂધની ધારા નીકળી તે ધ્રુવે પીધી ને માતાને બાઝી પડ્યો. એટલામાં ઉત્તમે આવી પ્રણામ કર્યા તેની પણ સારી રીતે આસનાવાસના કરી બધાં સોનાના રથમાં બેઠાં, રાજા, ધ્રુવ, અને ઉત્તમ એકજ હસ્તીપર રત્નજડીત અંબાડીમાં બેઠા, અને તેવીજ ધામધુમથી સ્વદરબારમાં ગયા.)

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ સુમતીનો મેહેલ.**

**સુમતી, સુરતી, ધ્રુવ, ઉત્તમ, રાજા.**

**સુમતી**—(સુરતીને) બેન! આપણા દુઃખના દાહાડા વીતી ગયા, હવે સુખના સુરજ ઉગ્યા, હું એક વાત તમને કહેવાનીછું પણ મારી જીભ ઉપડતી નથી.

**સુરતી**—એવી શી વાત છે! કહીદો જરા આંચકો ન ખાઓ.

**સુમતી**—જુઓ બેન! રાજ્ય લોભ, અને માહારાજની પ્રીતી મારા એકનાપર નિરંતર રહે એવી તૃષ્ણાને લીધે મેં તમને મા છોકરાને દુઃખી કરવામાં કસર રાખી નહીં, પણ હવે મને જ્ઞાન ઉત્પન્ન થયુંછે. આ દુનીઆ ફાનીછે કાંઈ સાથે આવવાનું નથી, ભલાઈ કે બુરાઇની વાતો માત્ર રહી જશે માટે તમે જો ખુશી થઈ કબુલ કરો તો આપણે બધાં સાથેજ રહીએ. સંપી રહેવા સમાન સુખ આ સંસારનેવિશે બીજું કશું નથી. મેં તમારો અપરાધ કર્યો છે, તે હવે

વિસારો ને ક્ષમા કરો. (ગળગળી થઈ જાયછે).

**સુરતી**—તમે મારો અપરાધ કર્યો નથી, જેના નસીબમાં જટલું સુખદુઃખ ભોગવવું સરજ્યુછે તેટલું ગમે તે રીતે ભોગવવું પડેછે. તમે રાજી થઈ આગલી વાત વિસારીને સાથે રહેવાનું કહોછો તો હું તે વાત ખુશીથી સ્વીકારીશ.

ધ્રુવ અને ઉત્તમ ( પ્રવેશ કરીને ) માતા જમવાને શો વખત છે ?

**સુમતી**—બચ્ચા ધ્રુવ, તમારા તાત સાથે તમે બંને પુત્રો આવો જમવાનો સમય થયોછે.

**ઉત્તમ**—લ્યો ત્યારે હું પીતાને બોલાવી લાવું (બોલાવી લાવેછે).

**રાજા**—(જમતાં જમતાં) આજે જેવો આનંદનો દિવસ ઇશ્વરે દેખાડ્યો તેવો મેં મારા જન્મારામાં દીઠો નથી. ધ્રુવ! તેં અમને સુખી કર્યા. તું મારા કુળમાં પ્રતાપી થયો.

**ધ્રુવ**— હે પિતાજી! જે થયું તે આપના પૂન્ય પ્રતાપથી થયું છે એમાં મેં કાંઈ કંર્યું નથી.

**રાજા**— (સુરતી અને સુમતીને) હવે ધ્રુવનો વિવાહ કરીએ તો સારૂં ઇશ્વરેં સારા દિવસ દેખાડ્યા તો હવે વિલંબ કરવો નહીં જોઇએ.

**બંનેરાણીયો**—માહારાજ? આ જગતમાં એ લ્હાવો જેવો તેવો નથી માટે જેમ બને તેમ તરત કરવું જોઇએ.

**રાજા**— બ્રાહ્મણોને તેડાવી શુભ મૂહુર્ત પુછી લગ્ન કરીએ.

**રાણીયો**—ઠીકછે ત્યારે તેમ જરૂર કરવું માહારાજ! (રાજા જમીઉઠેછે)

**રાજા**—હવે હું કચેરીમાં જઈ જોષીઓને બોલાવી મૂહુર્ત પૂછી વિવાહ આદરશું. (જાયછે.)

**ધ્રુવ**— ભાઈ ઉત્તમ તું તો બહુ થોડું જમ્યો હો.

**ઉત્તમ**— અરે ભાઈ એટલું પણ તારી સંગાથે ખાધું. તારા ગયા પછી મને ખાવું જરા ભાવતું નહીં.

**ધ્રુવ**— ચાલો આપણે પિતાજી પાસે જઇએ (બંને માતાને) માજી આજ્ઞા છે. ?

**બંનેમાતા**—હા બેટા, ભલે જાઓ (જાયછે).

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ રાજ મેહેલ.

**રાજા-ધ્રુવ-ઉત્તમ-પ્રધાન. અને પછીથી બ્રાહ્મણો જોશીઓ વગેરે.**

**રાજા**— (સ્વગત) આજે જે માગું આવ્યું છે તે સ્વીકારી ધ્રુવનાં લગ્ન કરીએ સંસારમાં સાર વસ્તુ એક પુત્રછે. તેને પરણાવવાનો લ્હાવો લેવામાં આળસ કરવું એ ઠીક નહીં. વળી ધ્રુવ તપશ્ચર્યા કરી આવેલછે તો તરતમાં તેને યજ્ઞોપવિત આપી લગ્ન કરૂં તો જગતમાં પણ સારૂં લાગે. (એમ વિચાર કરેછે) એટલામાં ધ્રુવ અને ઉત્તમ પ્રવેશ કરેછે તેને, આવો પુત્ર બંને જણ આંહી બેસો (બંનેને બેસારેછે એટલામાં પ્રધાન આવેછે)

**પ્રધાન**— માહારાજ! આપનો વિજય થાઓ.

**રાજા**— પ્રધાનજી આપણા ધ્રુવને માટે શુભ મૂહુર્ત જોવરાવી લગ્ન કરવા નકી કર્યુંછે, આજે તો હવે ખુશીમાં દિવસ કાઢવો કાલે જોશીઓને બોલાવશું.

**પ્રધાનજી**—બહુ સારૂં પૃથ્વીનાથ (જાયછે ને બીજે દિવસે પાછો આવીને) માહારાજ! બ્રાહ્મણો, જોષીઓ સર્વ આપની આજ્ઞા પ્રમાણે હાજરછે.

**રાજા**— પ્રતીહાર, તેમને અંદર બોલાવ.

**પ્રતીહાર**—જેવી આજ્ઞા કૃપાનાથ (એમ કહી તેમને બોલાવેછે)

**બ્રાહ્મણો**—માહારાજનો જય થાઓ, રાજકુમારો, દીર્ઘાયુભવ. (આશીરવાદ આપીને બેસેછે)

**રાજા**— ભૂદેવો! આપણાં ધ્રુવનાં યજ્ઞોપવિત અને લગ્ન કરવાનાં શુભ મૂહુર્ત જોવા માટે સૌને બોલાવ્યાછે.

**બ્રાહ્મણો**—(કોઈ પંચાંગ, કોઈ પોથી, કોઈ પુસ્તક જોઇને યજ્ઞોપવિત અને લગ્નનો શુભ દિવસ જોઇ આપ્યો તે દહાડે વિવાહ કરવા નકી કર્યું અને બ્રાહ્મણોને શીરપાવ આપી રજા આપી અને ધ્રુવને જનોઈ દઈ પરણાવ્યા.)

---

# પ્રવેશ ૭ મો.

**સ્થળ રાજાની કચેરી.**

**રાજા, ધ્રુવ, પ્રધાન, અને કચેરી મંડળ.**

(કચેરીમાં મંડળીક ખંડીઆ રાજા, અમીર, ઉમરાવ, પટાવતો વિગેરે બેઠેલાછે, નૃત્ય ગાયન થાયછે, અતરગુલાબ બ્હેકી રહ્યાછે)

**રાજા—** મારો પુત્ર ધ્રુવ તપશ્ચર્યા કરી શ્રીવિષ્ણુના ચરણાર્વિંદને પામી પાછો આવ્યો. આ સંસારમાં પુત્ર સમાન બીજું સગું કયુંછે? પુત્ર સમાન બીજું સુખ શુંછે? હુંતો હવે વૃધ થયો, મારે હવે એક નિષ્ટાથી, પરમેશ્વરની શુશ્રુષા, અને ભક્તિ જે ખરા ધર્મનું તત્વ અને આ જન્મનું સાર્થકછે તે કરવાનો વખતછે, અને મારા કુળને દીપાવનાર, એવા બે પુત્રોછે, એટલે મને કશી પાંતીની ચિંતા નથી, તોપણ આજે રૂડે પ્રસંગે તમે બધા ભેળા થયાછો તેની સમક્ષ મારૂં રાજ્ય મારા જેષ્ટ પુત્ર ઉત્તમને આપવું જોઇએ કિંતુ તે પોતાની ખુશીથી ધ્રુવને આપવા આગ્રહ કરેછે તો તને સોંપુંછું, તેની લગામ તેના કરમાં આપુંછું, ધ્રુવ માહાપ્રતાપી છે, તે તમને કે કોઈ પ્રજાને પણ દુખી થવા દેશે નહીં, સૌવર્ણ પોતપોતાનો ધર્મ પાળવામાં કુશળ રહી તેના પર રાજી રહેશે એવી સત્યતા અને ઉજ્વળ ન્યાયથી તે રાજ ચલાવશે. (ધ્રુવને) હે પુત્ર? હું મારી ગાદી, મારૂં રાજપાટ, હવે તને સોંપુંછું. હું વૃદ્ધ થયો ને તું અને ઉત્તમ જેવા મારે તનુજછે તો હું ઇશ્વર ભક્તિમાં નિશ્ચિંતપણે મારાં અવ શેષ રહેલા દિવશ નિર્ગમન કરીશ. તું ડાહ્યો છું, ચતૂરછું, સર્વે વાતે જાણછું, રાજાના ધર્મ શા છે તેતો તું સારી પેઠે સમજે છે, તોપણ તને બે બોલ કહુંછું તે સાંભળ. રાજાનો પ્રથમ ધર્મ એછે કે પ્રજાનું પાલન કરી શત્રુ અને સ્નેહીને ન્યાય આપતાં સમાન ગણવા. ગૌબ્રા-

ક્ષમાનું, પ્રતીપાલન કરવું, ધર્મની રક્ષા કરવી, ચોર અને શઠને દંડ દેવો, પોતાનાં નિત્ય કર્મમાં કુશળ રહેવું, શત્રુપર દયા ન રાખવી. ચારે વર્ણનો ધર્મ નિર્વિઘ્ને સૌ પાળે એવી રીતે તેમને અમરપદ આપી વર્તાવવા. હે પુત્ર એવા અગણિત ધર્મ રાજનાછે. મુખ્ય વાત એ કે—

रंजनात्खलुराजत्वं प्रजानांपालनादपी.

પ્રજાનું પાલન કરવું તથા રંજન કરવું એજ રાજાપણુંછે પ્રજાપર ખોટા અને જાસ્તી કર નાંખવા નહી, પોતાના અધીકારી તરફથી તેમને ગુલ્મ પીડા ન થાય તેની તજવીજ રાખવી. મતલબ કે છોકરા જેમ પોતાના પિતાને ઘેર નિર્ભયપણે રહેછે તેમજ જે રાજાના દેશમાં પ્રજા નિર્ભયપણે રહે તે રાજા ઉત્તમ જાણવો.

पुत्राईवपितुर्ग्रहे, विषयेयस्यमानवा,
निर्भयाविचारिष्यंती, सराजाराजसतमः ॥

માટે હે પુત્ર! જો કે આ સઘળી વાત તારા સમજવા બહાર નથી, તોપણ પિતુ ધર્મ પ્રમાણે મારે તને જે કહેવું યોગ્ય તે કહ્યું ( કચેરીમાં બેઠેલા સર્વેને ) અને હે? માંડલિકો, અમીરો, પટાવતો, તમે સર્વે જેવી રીતે એકનિષ્ટાથી મારી સાથે વર્તી મારી નોકરી કરતા આવ્યાછો તેવીજ રીતે આજથી ધ્રુવને તમારો રાજા ગણી તે સાથે વર્તજો. તેનાથી છુટા પડશો નહીં, તેની સામા થશો નહીં, પણ તે જેમ કહે તેમ કરજો. અને મારો ધ્રુવ પણ તમને રાજી રાખશે. આજથી એ તમારો ધણી થયો એમ સમજો.

( ઉત્તમને હાથે ઝાલી ધ્રુવને સોંપીને ) આ તારો ભાઈ ઉત્તમ તારે હવાલે કરૂંછું તેની હરેક પ્રકારે સંભાળ લઈ ખુશી રાખજે, અને તારી બંને માતાને સમાન ગણજે; તો મારી સર્વે આશા તેં પૂર્ણ કરી એમ હું સમજીશ. અને

આંહી બેઠેલા સર્વેની રક્ષા કરજે, કોઈ મંડળીકરાજા સાથે વેર વાંધો રાખીશ નહીં. તે બધા તારી આજ્ઞામાં રહેશે. આ મારો પ્રધાન તે એક નિષ્ટવાન, સદ્ગુણી, રાજ્યહિતેચ્છુ પુરૂષછે તેનું યોગ્ય માન રાખી તેની યોગ્ય સલાહને હમેશાં માન્ય આપતો રહેજે.

**ધ્રુવ**— ( ગળગળો થઇને ) હે તાત, મારા પ્રીતિવાન પિતા ? આપની સઘળી શીખામણ માથે ચડાવી તે પ્રમાણેજ વર્તીશ. અને ઉત્તમને પૂછ્યા વિના હું પાણી પીવાનો નથી. એ મને મારા પ્રાણથી અધિકછે, તે બાબતની આપે જરા પણ ચિંતા કે ફિકર કરવી નહીં, તેમ મારી બંને માતાને સમાન ગણી તેમની સેવા કરવાથી મારા ઉપર ઈશ્વર રાજી રહેશે એમ હું અહરનીશ જાણ્યા કરીશ, તેમ આંહી બેઠેલા પ્રધાનજી સહીત સર્વેને આપની કહેલ શીખામણ પ્રમાણે રાજી રાખી સકળ પ્રજાને સુખી કરીશ.

**રાજા**— ધ્રુવ હું તારી વાણીથી અત્યંત રાજી થયો, મારાં દુઃખો નાશ પામ્યાં, મારાં પાતક તું જેવા કુળદીપક પુત્રના જન્મથી પ્રલય થઈ ગયાં, હવે આ કચેરી સમક્ષ મારી સઘળી સત્તા, મારૂં સઘળું રાજ, મારો સઘળો કારભાર તને સોંપુંછું. ( એમ કહી પોતાની તલવાર તેની કમરે બાંધી પોતાનાં સિંહાસનપર બેસાડ્યો.)

**સર્વ કચેરી**—ઉભા થઈ ધ્રુવ માહારાજનો જય થાઓ, જય થાઓ.

**દોહરો.**

માત તાત પ્રભુ પ્રસનતા, ધ્રુવ સમ પામે ટેક ;
જનની સુત જણજે ભલે, અનેક કરતાં એક.



# अगाऊथी आश्रय आपनार सदगृस्थोनां नाम.



| | નકલ. |
|---|---|
| **મુંબઈ.** | |
| શેઠ વાઘજી કોરજી. | ૪ |
| રા. અમૃતલાલ જટાશંકર બુચ. | ૧ |
| રતનસી વિ. ચત્રભુજ. | ૧ |
| ભટ જટાશંકર વિ. ભાણજી. | ૧ |
| પ્રોહીત રેઘનાથ પ્રાગજી. | ૧ |
| જોશી કાનજી માધવજી. | ૧ |
| ઠા. મુરારજી વિ. દયાળ. | ૧ |
| રા. ઉદેશંકર રૂઘનાથજી. | ૧ |
| મોદી ગોકુળદાસ મદનજી. | ૧ |
| ઠા. ભગવાનદાસ ગોરધનદાસ. | ૧ |
| લીલાધર મનજીઢાંકી. | ૧ |
| ઠા. ભીમજી વિ. દેવજી. | ૧ |
| **વળા.** | |
| રા. સારાભાઈ અવલરામ. | ૧ |
| રા. સદાશંકર ગોપાળજી. | ૧ |
| મેહેતા ભવાનીપ્રસાદ નાનાભાઈ | ૧ |
| શેઠ મગન નરોતમ. | ૧ |
| રા. આણંદરાય દુલેરાય. | ૧ |
| રા. ગીરજાશંકર કરૂણાશંકર. | ૧ |
| રા. ભગવંતરાય માધવરાય. | ૧ |
| રા. સાકરલાલ રાજારામ. | ૧ |
| રા. ત્રીકમદાસ સુંદરજી. | ૧ |
| **ભુજનગર.** | |
| રા. શિવજી પરસોતમ ધારક. | ૪ |
| અધ્યારૂ જગન્નાથ જેઠાલાલ. | ૨ |
| રા. હિરજી ભગવાનજી. | ૨ |
| જોશી ગોવીંદજી મોટા. | ૧ |
| જોશી નરભેરામ કાનજી. | ૧ |
| રા. મુરારજી જગજીવન. | ૧ |
| મેહેતા પરસોતમ મુળજી. | ૧ |
| જોશી ઉમીયાશંકર લક્ષ્મીદાસ. | ૧ |

| | નકલ. |
|---|---|
| ઠા. કલ્યાણજી રતનસી. | ૧ |
| વેદાંત દેવજી રામદાસ. | ૧ |
| મેતા હિમતરામ જટાશંકર. | ૧ |
| ઠા. લાલજી દોસા. | ૧ |
| મેતા પ્રભુજી આણંદજી તથા હંશરાજ. | ૧ |
| આચારજ દયારામ નરભેરામ. | ૧ |
| ભટ જીવરામ વાઘજી. | ૧ |
| ભટ નાનાલાલ છબીલદાસ. | ૧ |
| રા. દાદામીયાં હબીબુલા. | ૧ |
| રા. દોલતરામ રૂઘનાથજી. | ૧ |
| જોશી હરીદાસ મુળજી. | ૧ |
| મેતા વલભજી દેવજી. | ૧ |
| ગજધર માવજી વિ. જેરામ. | ૧ |
| માધવજી વિ. કલ્યાણજી ગોર. | ૧ |
| દવે કાનજી માવજી. | ૧ |
| હીગોલજા નારાણજી કલ્યાણ. | ૧ |
| પંડ્યા તાપીશંકર શીવદાસ. | ૧ |
| સાચોરા નારાણજી ચત્રભુજ. | ૧ |
| ત્રવાડી હરજીવન લાલજી. | ૧ |
| વ્યાસ શિવશંકર લાલજી. | ૧ |
| **માંડવીબંદર.** | |
| ઠા. ગોવીંદજી ધરમસી. | ૪ |
| રા. મોનજી ટોપણ. | ૧ |
| રા. વાલજી હેમરાજ. | ૧ |
| દવે ગોકળજી હરજીવન. | ૧ |
| જોશી. માવજી વિસનજી. | ૧ |
| મેતા કેશવજી જેઠા. | ૧ |
| મુરારજી રામજી. | ૧ |
| શા. તલકસી હંસરાજ. | ૧ |
| વોરા અમીજી અલીભાઈ. | ૧ |
| શા. સાંકરચંદ હંસરાજ. | ૧ |

| | નકલ |
|---|---|
| જોશી નરભેરામ વિસનજી. | ૧ |
| ખોજા નથુ વિરજી. | ૧ |
| ઠા. પરસોતમ ઠાકરશી. | ૧ |
| મુલાં તૈબભાઈ સમસુદીન. | ૧ |
| ઠા. ગોવીંદજી વલભદાસ. | ૧ |
| **અંજાર.** | |
| રા. હાથીરામ ત્રીકમજી. | ૨ |
| રા. દયાશંકર સામજી. | ૨ |
| રા. તુલસીદાસ હરચંદ. | ૧ |
| રા. ભોળાનાથ કાળીદાસ. | ૧ |
| રા. સુંદરજી જુઠા. | ૧ |
| ઠા. વાલજી પ્રાગજી. | ૧ |
| દવે પોપટ ભાણજી. | ૧ |
| ઓઝા લાલજી રેવાશંકર. | ૧ |
| ઠા. દયાળ જુઠાણી. | ૧ |
| નંદવાણા મોનજી શંકર. | ૧ |
| પંડ્યા લક્ષ્મીશંકર મેઘજી. | ૧ |
| સોમેર જાફર. | ૧ |
| મેતા પોપટ વીસનાણી. | ૧ |
| ભટ દેવજી હેમરાજ. | ૧ |
| ભટ નારણ મુળજી. | ૧ |
| ઠા. પ્રાગજી દયાળ. | ૧ |
| ભટ ઘેલા ભવાન. | ૧ |
| ઠા. શિવજી અંબે. | ૧ |
| **મુંદ્રાબંદર.** | |
| શેઠ જીવણદર સઇબજી. | ૨૫ |
| શેઠ ખીમજી જેરામ. | ૨૫ |
| શેઠ કેશવજી દામોદર. | ૨૫ |
| શેઠ લક્ષ્મીદાસ લધા. | ૨૦ |
| ખોજા મોરાજભાઈ વાતુ. | ૨ |
| કુંવરજી ચાંપસી. | ૨ |
| રા. વિઠલજી જીવણ. | ૧ |
| રા. વિશ્રામ સિઘરામ. | ૧ |
| રા. હરીશંકર તુલસી. | ૧ |
| પીરશ્રી આદમઅલી. | ૧ |
| રા. હિમતરામ દયાશંકર. | ૧ |
| ઠા. શિવજી ગોપાલદાસ. | ૧ |

| | નકલ. |
|---|---|
| મુનસી મામદઅલી શી. | ૧ |
| રા. વિશ્રામ મુરારજી. | ૧ |
| ઠા. જાદવજી કુંવરજી. | ૧ |
| મહમદ કરીમહમદ. | ૧ |
| જોશી જીવરામ શંકરજી. | ૧ |
| રા. વાઘજી કેશવજી. | ૧ |
| રા. હરીદાસ ગોપાલજી. | ૧ |
| ઠા. વિસનજી લધા. | ૧ |
| ઠા. લધુ કાનજી. | ૧ |
| ઠા. જીવણદાસ પુંજા. | ૧ |
| કોઠારી લધા સુંદરજી. | ૧ |
| જોશી મુળશંકર નારણજી. | ૧ |
| શા. રામજી લાલચંદ. | ૧ |
| શા. લાલજી મુરારજી. | ૧ |
| દોશી લધા હરખચંદ. | ૧ |
| **ભદ્રેસર.** | |
| રા. રેવાશંકર રામેશ્વર. | ૨ |
| શેઠ મુરારજી ક્રસ્નદાસ. | ૧ |
| શેઠ પરસોતમ નરસી. | ૫ |
| **દેસળપર.** | |
| રા. મુરારજી અજરામળ. | ૧ |
| રા. રણસીહ વીરમ. | ૧ |
| કોઠારી લધા ઠાકરસી. | ૧ |
| શા. લાલજી ચાંપસી. | ૧ |
| શા. રતનસી મુરગ. | ૧ |
| શા. રામજી પુંજા. | ૧ |
| શા. રવજી કુરપાળ. | ૧ |
| **ભુજપર.** | |
| રા. કરસનજી હરખજી. | ૧ |
| રા. કાનજી રઘનાથ. | ૧ |
| સાધુ વલભદાસ આતમારામ. | ૧ |
| સેવક જગજીવન હરીરામ. | ૧ |
| ભટ્ટી હમીર સેતાણી. | ૧ |
| રા. શિવજી મુરારજી. | ૧ |
| **ફરાદી.** | |
| રા. અંબાશંકર માધવજી. | ૧ |
| ત્રવાડી કામેશ્વર પ્રેમજી. | ૧ |

| | નકલ. |
|---|---|
| ત્રવાડી લાધા લાલજી. | ૧ |
| દવે બેચર જેઠા. | ૧ |
| જાડેજા (કુંવરજી) ભાણજી વીરાજી. | ૧ |
| ઠા. મથુરાંદાસ હીરજી. | ૧ |
| **આસંબીઆ.** | |
| જાડેજા વિજરાજજી ઉમરાજી. | ૧ |
| જાડેજા મેરૂજી ભારાજી. | ૧ |
| રા. વીસનજી જીવણ. | ૧ |
| ઠા. વલભજી લાલજી. | ૧ |
| ઠા. ગોપાળજી દેવજી. | ૧ |
| ઠા. પ્રધાન કચરાણી. | ૧ |
| ગુરજી તલકચંદ કુશળચંદ. | ૧ |
| ઠા. ભાણજી કચરાણી. | ૧ |
| કોઠારી લાલજી પ્રેમજી. | ૧ |
| ઠા. પરસોતમ સુંદરજી. | ૧ |
| ઠા. ત્રીકમદાસ ઓધવદાસ. | ૧ |
| ઠા. કુંવરજી રાયવજી. | ૧ |
| સોની સુંદરજી ભીમજી. | ૧ |
| ઠા. ડુંગરસી જેઠાણી. | ૧ |
| **બીદડા.** | |
| ત્રવાડી ઘેલા કુંવરજી. | ૧ |
| ત્રવાડી ચુનીલાલ કુંવરજી. | ૧ |
| રા. નરભેરામ મયાશંકર. | ૧ |
| **ડુમરો.** | |
| ઠા. જમનાદાસ ગોરધનદાસ. | ૧ |
| પીતાંબરદાસ વીરજી. | ૧ |
| ઠા. જેઠમલ કીસનજી. | ૧ |
| **વાંઢીઆ.** | |
| રા. જીવરામ ભગવાનજી. | ૧ |
| રા. મગનલાલ બાવાભાઈ. | ૧ |
| બારોટ ભગવાનજી. | ૧ |
| રા. ગણેશ જનારદન. | ૧ |
| **ખેડોઈ.** | |
| ઈશ્વર ડાહ્યા. | ૧ |
| ભીમાણી હમીરજી આમરજી. | ૧ |
| જોશી જાદવજી લાલજી. | ૧ |

| | નકલ. |
|---|---|
| રા. મીઠુ મુસા. | ૧ |
| **સલાયા.** | |
| રા. થઈમ વલીમહમદ ઈસ્માલ. | ૧ |
| બુટલેલ સોરાનુરમહમદ અલારખ્યા. | ૧ |
| જોશી સુંદરજી રામજી. | ૧ |
| રા. પરસોતમ કુંવરજી. | ૧ |
| **અંગીઆ.** | |
| રા. ત્રીભુવન ભાઈશંકર. | ૧ |
| ધીણોધરના પીર હરીનાથજી. | ૧ |
| જોશી ખટાઉ નથુ. | ૧ |
| રા. હેમચંદ નાનજી. | ૧ |
| **નારાણ સરોવર.** | |
| બ્રહ્મચારજી શ્રીકૃષ્ણદાસજી. | ૧૦ |
| રા. બાળાશંકર કાશીરામ. | ૧ |
| ઠા. હલુ ગોપાળજી. | ૧ |
| હરીશંકર કાનજી. | ૧ |
| રા. પ્રાણજીવન હરીકૃષ્ણ. | ૧ |
| **મનફરો.** | |
| રા. પીતાંબર જેઠા. | ૧ |
| **સણવા.** | |
| રા. મુળશંકર ધનજી. | ૧ |
| રા. જાલમગર ગંગાગર. | ૧ |
| **લાખણીઆ.** | |
| રા. ગંગાશંકર અંબાશંકર | ૧ |
| **વીરાણી.** | |
| રા. હીરજી હરીશંકર. | ૨ |
| ઠા. જીવણ ચાંપશી. | ૧ |
| દોશી પરસોતમ મકનજી. | ૧ |
| ઠા. વેલજી વાલજી. | ૧ |
| **વીઝણ.** | |
| ઠાકોર સાહેબજી દેવાજી. | ૨ |
| રા. ઉમીયાશંકર માધવજી. | ૧ |
| રા. વૃજલાલ મુરારજી. | ૧ |
| ખોજા મોખેદીન સભરાણી. | ૧ |
| **સુથરી.** | |
| રા. મુળજી ગંગારામ. | ૧ |

નકલ

શા. વિસનજી હજુ. ૧
શા. ખીમજી ભોજરાજ. ૧
**રોહા.**
જોશી વિસનજી રાઘવજી. ૨
ઠા. મનજી લધા. ૧
ઠા. રણછોડદાસ તુળશીદાસ. ૧
ઠા. વલભજી જેઠા. ૧
ઠા. સુરજી પુજા. ૧
રા. કરૂણાશંકર કાળીદાસ. ૧
રા. પંડિતજી કાલીદાસજી. ૧
**બાડા.**
રા. મગનલાલ રણછોડલાલ. ૧
**મોથાળા.**
રા. ગૌરીશંકર દેવશંકર. ૧
ઠા. લખમસી મુરાજ. ૧
ઠા. વિશ્રામ કલ્યાણ ૧
ખોજા પીરમહમદ નુરમહમદ. ૧
**લાયજા.**
રા. પ્રભુદાસ રણછોડજી. ૧
કુવરશ્રી હમીરજી. ૧
કુવરશ્રી કેશરજી લખાજી. ૧
**ગઢસીસો.**
રા. વૈજનાથ રૂઘનાથજી. ૧
પંડ્યા હરજીવન લાધા. ૧
**ભચાઉ.**
રા. બેચર નારાણજી. ૪
રા. દામજી ત્રીકમજી. ૧
ઠા. મુરાર ખીમજી. ૧
જોશી પ્રભારામ સામજી. ૧
મેતા. દયાશંકર પ્રાણજીવન. ૧
વોરા. નંદરામ રાઘવજી. ૧
દેસાઈ શિવચંદ કરમચંદ. ૧
**રાપર.**
રા. જેઠા રૂઘનાથજી. ૧
રા. કચરા શિવજી. ૧
રા. માધવજી લાલજી. ૧
રા. વિઠલજી શિવશંકર. ૧

નકલ.

રા. વીરપ્રસાદ બાપુભાઈ. ૧
જોશી હીરજી જાદવજી. ૧
રા. જાહાનમહમદ નુરમહમદ. ૧
**ગુંદીઆળી.**
રા. રણછોડ જાદવજી. ૧
ઠા. રણછોડદાસ ઠાકરસી. ૧
શેઠ નારણજી કેશવજી. ૧
ઠા. ત્રીકમદાસ કાનજી. ૧
રા. મોનજી જીવરામ. ૧
ઠા. નારણજી ખીમજી. ૧
**ફતેગઢ.**
રા. ઉમીઆશંકર દેવશંકર. ૧
**શિકારપુર.**
પારેખ ગોવરધન ગુલાબચંદ. ૨
રા. અંબાશંકર વાલજી. ૧
ઠા. હીરજી ભાણજી. ૧
**સાભરાઈ.**
રા. નાનજી મુળજી. ૨
ઠા. જેઠા જીવરાજ. ૨
**કોટડી.**
રા. દુરગાશંકર લક્ષ્મીલાલ ઝાલા. ૧
સોની કાનજી લીલાધર. ૧
**બેરાજા.**
રા. વિશ્વનાથ જગનનાથ. ૧
ગુરજી ગોવીંદજી રામજી. ૧
સોની દેવચંદ કલ્યાણજી. ૧
ખવાસ જસા નારાણ. ૧
જાડેજા જેમલજી વાઘજી. ૧
**નાંગરેચા.**
કુંવરશ્રી પાંચાજી. ૧
રા. મગનલાલ હરગોવીંદ. ૧
રા. ગોપાળજી ગોકળ. ૧
સોની સામજી અખૈ. ૧
સોની વાઘજી રામજી. ૧
પંડ્યા પ્રેમજી લાધા. ૧
**તુણા.**
રવજી પુંજા. ૧

| | નકલ. |
|---|---|
| દયાળ પીતાળા. | ૧ |
| રા. પ્રેમજી હરીરામ. | ૧ |
| જોશી લધુ ખીમજી. | ૧ |
| **માનકુવા.** | |
| રા. શંભુરામ લાલજી. | ૧ |
| **વખપત.** | |
| શેઠ શામજી માધવજી. | ૧ |
| રા. ડોસાભાઇ અખૈ. | ૧ |
| **ચોબારી.** | |
| રા. જોગેશ્વર નરભેરામ. | ૧ |

| | નકલ. |
|---|---|
| **કોડાય.** | |
| રા. લખ્મસી શામજી. | ૧ |
| **અડિસા.** | |
| ઠાકોરશ્રી લાખાજી. | ૨ |
| ચતુર્ભુજ જગજીવન. | ૧ |
| **લાકડીઆ.** | |
| કુમારશ્રી હરીસંગજી સુમરાજી. જડેજા. | ૨ |
| કુવરશ્રી વેરસળજી. | ૨ |
| બાઇશ્રી બાઇ સાહિબબા. | ૧ |